[illegible]

# નર્મકવિતા.

## ગ્રંથ ૩.

### ખંડ ૬.—પ્રીતિસંબંધી.

### ખંડ ૭.—વિવિધવિષયસંબંધી.

(દોહરો.)

પ્રીતીથી કુમળું બને, હૈડૂં ટેક અણાય;
વિવિધવિષયઅનુભવ વધે, સારાસાર જણાય—૧.

---


નર્મદાશંકર લાલશંકરે


છપાવ્યો.

---


મુંબઈ,—યુનિયન પ્રેસ.

સપટેમ્બર, સને ૧૮૯૨.


---

કિંમત રૂ. ૱.

સરવે લોકોને જાણ કરવામાં આવેછે કે "નર્મકવિતા" એ નામ ધરાવતા કવિતાના તમામ ગ્રંથોનો મેં કાપીરાઈટ લીધો છે એટલે સને ૧૮૪૭ ના ૨૦ માં આક્ટ પ્રમાણે સરકારમાં હક નોંધાવ્યો છે માટે "નર્મકવિતા" એ નામ ધરાવતો કોઈપણ ગ્રંથ અથવા તે ગ્રંથમાંનો કોઈપણ ભાગ મને પૂછયાવના કોઈએ છાપવો છપાવવો નહીં.

ન૦ લા૦.

રમ્ટેપ
કળા.૩ા
દવેન
(નર્મ)



## ખંડ ૭.

# નર્મકવિતા.

## ખંડ ૬.

## પ્રીતિસંબંધી.

---

### શ્રીમંત મિત્રપ્રતિ ગરીબનું બોલવું.

(દોહરા.)

માયા તું બાંધે ઘણો, રંકનિ સાથે એમ;
રડાવવા શૂં આખરે, કહિ દે સાચૂં કેમ? ૧.
બહુ બીહૂંછૂં મનમાં, કરતાં તુજસૂં પ્રીત;
આડું પડે વળિ સેજમાં, એ મોટાની રીત. ૨.
પ્રીત થવી તો સેલ છે, નિભાવવી નહિં સેલ;
પીતાં કેફ પડે મઝો, જેરવતાં મુશ્કેલ. ૩.
બિલોર વાપરવો ભલો, પણ ટકવે નહિં ઠીક;
નિર્મળ નદિ તે પ્રીતની, થાશે ગંદી નીક. ૪.
જનમ ધરી અનુભવ્યું નથી, ભાઇ તરફનૂં સૂખ;
એ સુખ લેવા બહુ ફર્યો, દીઠૂં સઘળે દૂખ. ૫.
ઇશ્વરની મરજીથકી, તુજ મુજ થયો મિલાપ;
નથી થયો કંઇ મેનતે, સેજે ઇશ્વર આપ. ૬.

એથી હૂં જાણૂં છઊં, પ્રીતી નિભશે સાર;
જોર જુલુમની પ્રીત તે, ના ના ટકે લગાર. ૭.
જે જે મરજી થાય તે, કહિં દે ઝટ નિઃશંક;
આશા પુરિ કરશે પ્રભૂ, સત કહુંછૂં હૂં રંક. ૮.

## પૈસાની વાતથી પ્રીતિ ટકતી નથી.

પ્રીત પ્રીતથી પ્રીતડી, પિંડ બંધાએ પ્રાણ;
તે જીવે જમિ પ્રીતને, નહિં જમિ જરને જાણ. ૧.
જુગાર જુસ્સો જોર જર, જમિન જુવંતીનાર;
વનસ્પતી ઝેરી ઘણી, આણે પ્રીતડિકાળ. ૨.
રાયરંક જરથી જુદા, હોરમજ ને નરમૂદ;
એકરૂપ બે પ્રીતથી, હોરમજ તે નરમૂદ. ૩.
માટે મોટી પ્રીતડી, આ સંસારે સાર;
સમજી સજ્જન સમવયો, નિત નિત તેજ વધાર. ૪.
બક્ષિસ આપે તૂં ઘણૂં, એ મોટો ઉપકાર;
ઝીલૂં ક્યમ આ ભારને, દાખવ રે સરદાર. ૫.
આગળથી જાણત વળી, કરત વિચારી કાજ;
કિધા પછી પસતાવ તે, થાય મને બહુ આજ. ૬.
શરમમાં નાખે મને, હોરમજ રૂડૂં નામ;
દિલગિર થઇને માનુંછૂં, તારૂં ખોટૂં કામ. ૭.
હૂં નથિ ભૂખ્યો દ્રવ્યનો, પ્રીતભુખ્યો છૂં સાર;
સમજીને પ્રિય ચાલજે, પ્રીત ટકે બહુવાર. ૮.
પરમેશ્વર જાચૂં તુને, સર્વ પ્રીતના બાપ;
રાયરંકની પ્રીતડી, અમર અમર કરિ થાપ. ૯.

## જુદાઈના દરદથી રીબાતા દોસ્તને દીલાસો.

રસડુબેલા દોસ્તને, કહાડું હું શી પેર;
કેમ કરી આણૂં ફરી, ઝટ તેને નિજ ઘેર. ૧.
સુઓ નથી પણ પાણિમાં, લીલાં રાતાં જોય;
બહુબહુ તે મૂઝાય છે, થાક્યો ગુંગળ્યો રોય. ૨.
માથાને જળ ડાબતૂં, દ્વારોમાં જળ જાય;
જિવ ચિકણો જાયે નહીં, હોલાયે નહિં લાય. ૩.
તરફડ તરફડ બહુ કરે, જિવવાને ના ર્હાય;
મોતસું મળવા આકળો, મોત ન તેને સાય. ૪.
ઘણા આઘથી મોત પણ, સુખિ કરવાનેકાજ;
તેને લઇ લેશે અરે, પછિ મારી શી લાજ. ૫.
હૂં તારો અનુભવિ છતે, કયમ ડુબવા દઉં યાર;
હરિ સુઝાડ જુકતી મને, પ્રેર હામ આ ઠાર. ૬.
કિયે ઠામ ડૂબ્યો વળી, તે હૂં જાણૂં સાચ;
ધસડાઈ અન્દર ગયો, ના જાણૂં તે ખાંચ. ૭.
હરિનું ધ્યાન કીધા પછી, વિચારતાં ઊપાય;
સૂઝી આવ્યા તે ખરા, જેથી સંકટ જાય. ૮.
મનં મારી ધીરો થશે, રાખી હરિ વિશ્વાસ;
ઊગરસે તે ઘાતથી, નહિં બીજાની આશ. ૯.
ધીરજ ધીરજ રાખવી, ગાવાં હરિના ગુણ;
શી માયા છે તેહની, નથિ તેમાં કંઇ ઊણ. ૧૦.
રસદરિયો હરિયે કર્યો, સુખ દુખ માને સમાન;
દુખમાં પણ મીઠાસ રે, અંશિ કરે રસપાન. ૧૧.

એ રસ પીતાં જે જનો, જો ગભરાયા જાણ;
દુખિયા તે હંમેશનાં, નહિં આરો નિરવાણ. ૧૨.
શુભ વિચાર જે મેં કર્યો, મિત્રે કીધો તેજ;
હરી કૃપાથી ઊગર્યો, સુખી થયો તે સેજ. ૧૩.
માટે તૂને પણ કહૂં, તે નહિં ખોટી લેશ;
ધીરજ રાખી રામને, સંભારે સુખ લેશ. ૧૪.
જુવાનિને વશ નવ થવૂં, ખુબ વશ કરવી તેહ;
ભવસાગર બીહામણો, સમજી સાવધ રેહ. ૧૫.

## દોસ્તી નિભાવી રાખવા વિષે.

ડાહપણ ભણતર ગુણ ઘણા, તેણે ડોળ્યૂં ચીત;
મંથનથી તરિ નીકળી, લગનનિ મરજિ ખચીત. ૧.
ચાતુરિ બાબદ રાક હતો, પણ જોઈજ અપાર;
ચતુરો પણ ચૂક્યો ખરે, છે તૂં જીવન યાર. ૨.
તપ કીધૂં મેં રાત દિન, પૂરા મહિના પાંચ;
સફળ મનોરથ માહરો, નહિં આવે કો આંચ. ૩.
રાતે જે હિંમત ધરૂં, દીસે નાસી જાય;
એવી રીતે પળપળે, પેટે ઊંનૂં થાય. ૪.
થઈ મરણિયો આખરે, હિંમત કીધી કાલ;
પસ્તાયો પછિ કે રખે, નહિં હોએ તુજ વ્હાલ. ૫.
પ્યાર ઘણો જે મંનમાં, નથી લખાતો પ્રાણ;
સુખદુખનો તૂં ભાગિયો, ખરેખરો દિલ જાન. ૬.
ચતુરને ના હોય પણ, યાદ કરૂંછૂં શીખ;
ચતુર જંનની રાખજે, મૂરખની નહિં બ્હીક. ૭.

પ્રેમતણે મ્હાસાગરે, વિઘનો અપરમપાર;
જો ડર ખાધો લવ કંઈ, ડુબિજાતાં નહિં વાર. ૮.
તરતાં રેવૂં રંગમાં, એકમેકને જોઇ;
રેવૂં સાવધ સર્વથી, નહિં તો મરવૂં રોઇ. ૯.
ભીતરની ખરિ પ્રીતડી, દેખડાવ નહિં બ્હાર;
રહિયે ઉંડે પાણિ જો, તોજ પ્રીતનો બ્હાર. ૧૦
ઘણી નમ્રતા દાખવે, તેથી બહુ શરમાઉં;
મનશુદ્ધિ તૂં રાખજે, કે કરિ સુખિ હુ થાઉં. ૧૧.
એક દુઃખ તો વીસર્‍યો, બીજૂં ના વિસરાય;
વખત મળેથી સામટૂં, વિસ્તારે કેવાય. ૧૨.
ઘણું આજે લખતો નથી, કાંઇ નથિ પરવાર;
સુખમાં રાખે રામજી, એ આશિષ નિરધાર. ૧૩.

## પ્રેમીકીડો.

પ્રેમથકી પેદા થયો, પ્રેમે ઉછર્‍યો જેહ;
પ્રેમથકી જીવી મરે, પ્રેમીકીડો તેહ—૧.
પ્રેમ કુંડમાં કેલિ તે, કરતાં સુખિ દુખિ થાય;
તરતાં ડુબકી મારતાં, થાકી તળિયે જાય—૨.
જ્યારે તળિયે જાય તે, સુખિ દુખિ ના દેખાય;
સર્વ જન સહુ હરખાય ને, રસિક દીલ દૂખાય—૩.
પ્રેમકેલિને અનુભવી, મથિ મથિ વરણે તોય;
થઇ નિરાસ ડૂબે ખરે, અથાક કુંડે તોય—૪.
મનમાં તો બહુ છે ખરૂં, મોંડે ના બોલાય;
તોપણ બુડિ મરતાં કહે, જે જે તેને થાય—૫.

હશે વીત્યું તે જાણશે, બીજા જૂઠું કેહ;
નથી તમા કંઇ કોઇની, અજબ ચીજ છે એહ—૬.
બલિહારી તો એજ છે, અનુભવિ જાણે ઝેર;
તોપણ અંમૃત માનિને, પિઇ મરે નહિં ફેર—૭.
પ્રીત કરવિ તે પામવા, અતિશય પીડા મોત;
ધારિ કરાએ નહિ અરે, થઇ જઇ તજવે પોત—૮.
મરવૂં ચંપાઇ વળી, એવૂં જોકે હોય;
તોપણ તે ગળિ લાગતી, હોંસે પ્રેમી જોય—૯.
પ્રીતકરી રડવૂં અને, માથું કૂટવૂં રોજ;
તોપણ છોડાએ નહીં, એજ તેહની મોજ—૧૦.
પ્રેમી પીડિત જોઇને, પ્રેમી પીડિત થાય;
જાણી જોઇ નહિં ખરે, પ્રીતથકીજ થવાય—૧૧.
આંખ નાકનાં ચીકણાં, પાણી જે ઉભરાય;
પ્રીત ભીંત તેનાથકી, ખુબ મજબૂત ચણાય—૧૨.
ધન ધન ઇશ્વરકેરિ એ, માયા અપરમ પાર;
માયાની માયા ભુંડી, પાઇ મારે ઠાર—૧૩.
દુઃખ ઘણૂં રતિ સાગરે, તોપણ અંશી ચ્હાય;
જેણે એ જાણ્યૂં નહીં, ફોગટ જાયો જાય—૧૪.
એ અનુભવ વણ ઇશ્વરી, પ્રીત નાજ બંધાય;
એક તરફિ જો હોય તો, જલદી તુટી જાય—૧૫.
સંચા કેછે પાપ બહુ, પ્રીત કરતાં થાય;
પાપ નથી તે પુણ્ય છે, તપથી સંપાદાય—૧૬.
સંચા કેછે દેવ તહિં, કરશે શિક્ષા મ્હોટ;
વાત જૂઠિ તે જાણવી, અહિં નથિ મુકતો ઓછ—૧૭.

પ્રીત કસાતી જુલમિ છે, જાણે કૂર કસાઇ;
અતિ કુમળિ કસાયા પછી, શુદ્ધ ઈશ્વરી ભાઇ—૧૮.
દુઃખ ઘણું વીજોગનું, તોપણ કંઇ નહિં જાણ;
પાસ છતે ન મળાય તો, દુઃખ મરણતુલ્ય માન—૧૯
એ વેળા ગભરાટથી, ઘણો થાય ઉત્પાત;
ગાજવીજ વંટોળિયો, પણ નહિં રે ઘનપાત—૨૦.
એવી વેળા અનુભવી, પીશે પાણી યાર;
જોર કરી ધીરો થશે, દઇ દીલાસા સાર—૨૧.
તજવીજે ઊઠી જશે, પ્રેમિ પ્રેમિથી દૂર;
દૂર છતે મથિ કામમાં, મચી જશે ભરપૂર—૨૨.
ગમે ન કરવૂં તોયપણ, કરવૂં જરૂર જાણ;
નહિ તો કોઈ પ્રેમિની, ઘાત થાય પરમાણ—૨૩.
એક કદાપી જાણશે, મરણે છૂટૂં ભાઇ;
બે દુખથી બીજો મરે, એપણ છે સાચાઇ—૨૪.
આવે મરણ ન માગતાં, તન દૂખે મનસાથ;
ફળ પાકે મોડૂં અને, આવે મોડૂં હાથ—૨૫.
ગભરાએ નહિં ફાયદો, સમજી મંન મરાય;
થાય કાયદો ફાયદો, ધીરજથી સુખ થાય—૨૬.
દશા ફરે છે સર્વની, ઈશ્વર કરશે સાહ્ય;
પ્રથમ દુઃખિ તે સુખિ પછી, એવો સાચો ન્યાય—૨૭.

## કવિતાજ ખરો દિલદાર દોસ્ત છે.

જય કવિતા મેં તુજસૂં, પૂરણ બાંધી પ્રીત;
સૂખ આપ દુખ આપ વા, હૂં ત્હારે વશ નીત—૧.

જય કવિતા હૂં તાહરાં, રોજ ગાઉં ગુણગીત;
ઝાંખિ કરી હૈડે પુજૂં, જ્હાંલગિ મનમાં વીત—૨.
જય કવિતા ઇશ્વરથકી, ભય દુખડાં ન ખચીત;
નિભાવ જ્હેવું દાખવે, પ્રોવાયૂં મુજ ચીત—૩.
જય કવિતા વીજોગની, આડિ પડે કદિ ભીંત;
ક્ષણ વિસરૂં નહિં તૂજને, ખરા પ્યારની રીત—૪.
જય કવિતા ગમતી મને, અવર વાતની છીત;
પ્રેમ પરસ્પર સત હશે, મળશે મનવાંછીત—૫.
જય કવિતા ગુણ તાહરા, કહાડે તનમન પીત;
જીતી લીધો તેં ખરે, હૂં તો હતો અજીત—૬.
જય કવિતા તૂં સમજજે, મુજને આસાંકીત;
થઇશ થયો છૂં તૂંથકી, જગમાં નામાંકીત—૭.
જય કવિતા હૂં તૂજપર, રાખૂં રીસ ક્વચીત;
માફ કરી કરજે ધિરો, ગાઈ ગીત કવીત—૮.
જય કવિતા બીજા ભણે, થાઉં વેરિ નહિં શીત;
યોગ્ય હોઉં તો રાખજે, મુજપર પ્યાર અમીત—૯.
જય કવિતા સંકટ સમે, કર ઉપાય ઊદીત;
શત્રુ શીરપર ચાલતો, કર છઉં નીરાશ્રીત—૧૦.
જય કવિતા વણ વાંક જો, કરિશ મને વર્જીત;
ઘર છોડી રખડ્યાં કરૂં, ઘેલો થઈ અતીત—૧૧.
જય કવિતા હૂં તૂજથી, થયો છઉં નવનીત;
પથ્થર રૂપે રહિ વળી, કરતો કામ અનીત—૧૨.
જય કવિતા મુજસૂં જડી, કુંદન નંગ જડીત;
પંડિત પ્રીછે મુરખ ના, પ્રીતિ રહે મંડીત—૧૩.

જય કવિતા તુજ વ્હાલને, જોઇ થયો વિસ્મીત;
ભાવીનો કરૂં શોક શું, થશે હશે સર્જીત—૧૪.
જય કવિતા મન તાહરૂં, રોજ કરૂં પીડીત;
બદલામાં ખુશ રાખતી, પ્યાર ન કરે ચલીત—૧૫.
જય કવિતા છે તાહરી, સુંદર જાત લલીત;
કે દી જોઇશ તુજને, થયલી પ્રફુલ્લીત—૧૬.
જય કવિતામું દેખતાં, ચમકે ચિત્ત તડીત;
ક્હારે પડશે પાણિ કે, સુખથી સુઊં નચીંત—૧૭.
જય કવિતા ઉત્તમ સુઘડ, હૂં તો હીણુ પલીત;
ચતુર ડાહિને ધર્મિ તું, હૂં તો મુઢ પતીત—૧૮.
જય કવિતા કરવીશ માં, કોઇ કાજ અઘટીત;
ગુંચવણમાંથી ક્હાડજે, કરવિ કાજ નિયમીત—૧૯.
જય કવિતા મા બેનરે, બેટિ વહૂ શોભીત;
નીતિ લાડમાં રાખજે, રોજે જ યથાસ્થીત—૨૦.
જય કવિતા રસમાં પૂરી, કરતી જો વિપરીત;
ધન નર્મદનૂં અહિં તહીં, ખરે કરે બહુ હીત—૨૧.

## માશુકની બેવફાઇથી આશકના બુરા હાલ થયા તેવિષે.

ઓ પ્યારી મુજપર જાુલુમ, શો કીધો આ હાય!
ગજબ કર્‍યો તેં રંક પર, ક્યમ મેંથી સંખાય—૧.
પ્રીત પરસ્પર બહુ છતે, જાૂદૂં પડવૂં થાય;
તે દુખ તો આની કને, છેક ડબાઇ જાય—૨.
આગળથી પ્રીતી કરી, પછી ખસેડી દેખ;
સાચા આશકને વળી, એ દુખ તે ક્યમ સેહ—૩.

જે પ્યારી ઉમંગથી, મૂને દેતી ગાલ;
પાસે લેતી ગાલ તે, દે હમણાં બહુ ગાળ—૪.
જે પ્યારી ઉમંગથી, જોતી મૂને સાચ;
તે ફેંકીદે મૂજને, જાણી ફૂટેલો કાચ—૫.
જે પ્યારી ઉમંગથી, મોમાં ઘાલી પાન;
રાતું મોડું કરાવતી, કાળૂં કર કહે જાણ—૬.
જે પ્યારી ઉમંગથી, કરાવતી રસપાન;
ગીબાવે હડહડ કરી, દઇ મોટૂં અપમાન—૭.
જે પ્યારી ઉમંગથી, કહેતી સુણતી વાત;
તે ન કહે ન સુણે કંઈ, બાળે મ્હારી જાત—૮.
જે પ્યારી ઉમંગથી, લખતી ઝાઝાં પત્ર;
પ્રેમ જોશમાં આવિને, તે ન વદે કંઇ અત્ર—૯.
જે પ્યારી ઉમંગથી, ગણતી મૂનેં છત્ર;
ફાટૂં ખપડૂં ખાસડૂં, જાણી ફેંકે તત્ર—૧૦.
જે પ્યારી ઉમંગથી, ભેંટે આણી વ્હાલ;
હડસેલે ઘસું ભેંટવા, એ મારા છે હાલ—૧૧.
જે પ્યારી મૂઝાય બહુ, જો મુજને નવ જોય;
તે ન જુએ મારી ભણી, કહે છે છોને રોય—૧૨.
જે પ્યારી ઉમંગથી, દેતી ધીરજ રોજ;
તે રાજી મુજ રીસથી, વધી પડે દુખ બોજ—૧૩.
જે પ્યારી રેતી ગરમ, પ્રીતમદ્યથી રોજ;
તે પ્યારી ઠંડી ઘણી, કહાં બળિ ગઇ તે મોજ—૧૪.
જે પ્યારી કરતી મને, પ્રીતમદ્યથી ઉષ્ણ;
તેણે આણ્યાં શીત રે, પણ ન મરૂં હે કૃષ્ણ—૧૫.

જાતી વેળાએ અરે, જ્યારે બોલ્યો વેણ;
પ્રીત વનાનાં ખોળિયાં, તૂં પણ વ્હાલૂં છેજ—૧૬.
જારે કીધી ઓકિ મેં, રડતાં રડતાં પ્યારિ;
તારે પણ ના વાળિ તેં, શૂં છાતી છે તારિ—૧૭.
ઓ પ્યારી આગળથકી, કાં પાડી ના નાજ;
કે ન કૂજેતી આવડી, થાત વળી મુજ આજ—૧૮.
ઓ પ્યારી આવૂં કરી, મત પોતાનૂં ખોય;
ધીરી થઇને સમજિજા, પછિ પસ્તાઇ તું રોય—૧૯.
ઓ પ્યારી છોડે મને, મેંથી ના છોડાય;
હિંમત કરતાં છોડવા, દીલ વધૂ દૂખાય—૨૦.
કારણ નથિ કંઇ છોડવા, રે ટટળાવે કેમ;
કહાં જાણૂં તૂંને તજી; દવા આપ તું ક્ષેમ—૨૧.

---

## ભાંડૂની પ્રીતિ વિષે.—૧૭.

(ચોપાઇ.)

ઝુંપડીમાં રેહનારી એક, છોડીનો દીઠો મેં ટેક;
જ્હારે તે ન્હાનીને મળ્યો, વચન સાંભળી હૂં બહુ ગળ્યો. ૧
વાળ વાંકડા ગુચ્છાભેર, છુટો ચોટલો મોટો ઘેર;
કુંમળી કન્યા બોલી કહૂં, આઠ વર્ષની હૂં તો છઊં. ૨
તમે કેટલાં ન્હાની બેન, સરવ મળીને ભાઇ બેન;
સહૂ કેટલા? છિયે સાત, શાની જોડે કીધી વાત. ૩
આશ્ચર્યથી જોતી હતી, તેને વળતી પૂછી કથી;
કહાં છે તે ભાંડૂઓ વળી, સાત હમે તો બોલી ભલી. ૪

બે જણ રેહેછે ભાઠે જાણ, ને બે જણ તે ખેડે વ્હાણ;
બેજણનો છે મસાણવાસ, એક બેનડી ભાઈ ખાસ. ૫.
આ ફુલપાડા નામે ગામ, મસાણ કાંઠે ઝુંપડી ઠામ;
તેમાં હૂં ને મારી માત, રહિયે તે પાસે દિન રાત. ૬.
તું કેહછે બે ભાઠે રેહ, દરિયો ખેડે બીજા બેહ;
તમે સાત તે સાના હજી, એમ હોય કયમ મીઠી વજી. ૭.
વાળ્યો વજિએ વળી જબાપ, સાત ભાંડુ ને મા નહિં બાપ;
બે જણ તો છે મસાણમાંહ્ય, મસાણ ઝાડનિ નીચે તાંહ્ય. ૮.
ચ્યાર પાસ તું દોડતિ ફરે, તુજ સાંધા છે ચંચળ ખરે
જો બે સૂતા મસાણ સાચ, માત્ર તમેં તો તારે પાંચ. ૯.
ઘાસથકી લીલીકુંજાર, ઘોર દીસતી તે બે ધાર;
ઝુંપડીથી દુર ડગલાં બાર, તે બે પાસે પાસે સાર. ૧૦.
ન્હાની બોલી હૂં તે ઠાર, મોજાં ગૂંથૂં વારંવાર;
ઓટૂં બેસી તહાં રૂમાલ, ગાઉં તેમના ગુણહેવાલ. ૧૧.
ઘણીવાર મૂર્યારતે સેઠ, રળિઆમણું ચાંદરણૂં ઠેઠ;
લઈ કટોરો જાઊં ભરૂં, વાળૂ ત્હાં બેસી હૂં કરૂં. ૧૨.
પ્હેલી સુઇ તે રામલિ બેન, નિરબળ દેહ હતૂં બહુ ચેન;
પાથરણે શોકાતુર જબર, રીબાયામાં તો નહિ કસર. ૧૩.
દેવ દયાએ બહુ દુખ સહી, છુટી બચારી જાતી રહી;
પછી મસાંણે દાટી દીધ, એવી વજિએ વાતો કીધ. ૧૪.
વળી ઉનાળો મૂકામાં, કાહાડ્યો સઘળો રમવામાં;
મેં ને ભાણાએરે ખાસ, રામલિ ઘોરતણી ચોપાસ. ૧૫.
કરાંથી જ્હારે ઉજળી ભાંય, લપમી દોડી જાતી ત્હાંય;
જવા ભાઇને પડી જરૂર, રામલિપાસે તે ન ગરૂર. ૧૬

હવે બોલ કેટલાં છો તમે, પુછું ફરી તું તો બહુ ગમે;
જો તે બે છે સ્વર્ગે ખરે, અમથી તું તો હઠજ કરે. ૧૭.
નાજુકડી બોલી તે વાર, સેઠ હમેં તો ત્રણ ને ચ્યાર;
નજર આગળ દેખું તેમને, તમે કેમ ભૂલાવો મને. ૧૮.
નક્કી તેઓ છેજ મુઆં, જીવ તેમના સ્વર્ગે ગયા;
વધારે પુછવું ફોકટ જશે, તેની મરજી તેમજ હશે. ૧૯.
વ્હાલી વર્જિને પૂરણ પ્રેમ, ભાંડુંનું ઈછે બહુ ખેમ;
એકના એક બોલે તે વેણ, સાત હમે તો ભાઈ બેન. ૨૦.

(ભાષાંતર.)

---

## ચીરહરણ કથા.

મનમોહન ઘનશ્યામ સુરંગી, હમ સબ કબતક રેવે નંગી;
બાલા બિનતી કરકે અંગી, લાલા ચીર દિજે ત્રિભંગી—૧.
સુનકે બોલે નંદ દુલારા; નહિં દેઊંગા ચીર તુમારા;
જલસેં જો તુમ બાહેર આવો, તો તુમ કપડે સબહી પાવો—૨.
ગોપિ કહે રીસાય કન્હાઈ, ઈસબિધ ક્યા તુમ કરત ભલાઈ;
પિતા ભાઈસેં જો હમ કેવે, ચોર ચોર કર આય ધરે વે—૩
ઔર કયૂ હમ સબમિલ જાવે, નંદજસોદાકું સમજાવે;
વેભી ગુસ્સા કર બોલાવે, ભલી ભાંતિસેં સીખ સિખાવે—૪
સુનત ક્રોધ કર કહે કિસનજી, જદ તો ચીર મિલાસમજોજી;
જદ મેં સીખ અચ્છી સીખુંગા, તદ સબ ચીર તુમારે દઊંગા—૫
હમ ભૂલે સબ નંદકિસોરે, બચન કહે બૂરે તમસોં રે;
હમ કિસકું લાવે મોરારી, જાખમારી અબલા હમ હારી—૬

તૂમલિયે હમ અગહન નાતે, કાલિંદીતટ રોજહી આતે;
દિનદયાલ પતિ મૂષ લિવૈયા, કૃપા કરી દીજો બલભૈયા—૭
ક્રોધ ઉતાર કહે બ્રજરાજ, મેરેખાતર કરતે કાજ;
લાજ કપટ તજ મોપેં આવો, ચીર તુમારે સબ લે જાવો—૮
લગિ બિચાર કરને બ્રિજનારિ, તનમનકી જાને ગિરધારિ;
ચાલો સખી મોહનપેં જાવે, લજ્જા ક્યોં નિજ પતિકી લાવે—૯
છુપાય કે કુચ દેહ કરોસેં, નિરસેં નિકલી સખી ભરોસેં;
સિર નિવડાય તીરપેં જાય, ખડી હુઈ દિલમેં ગભરાય—૧૦
હસ હસ કૃષ્ણ કહે બ્રિજનારિ, તુમ હો પ્રેમકિ જાનનહારિ;
જોરિ જોરિ કર આગેં આવો, બસ્ત્ર તુમારે તબહી પાવો—૧૧
કાહે અભી તુમ નાહિ મનાએ, છોડ કપટ દો પટ બ્રજરાએ;
હમ ભોરી સૂધી બ્રિજબાલા, તુમ તો ઢોંગી ફક્કડ લાલા—૧૨
જદ એક એકને જોરે હાથ, ગોપીકોં ચિર દીનો નાથ;
કહે કૃષ્ણ સમજાકે ભેદ, દિલમેં કૂછ રખો મતભેદ—૧૩
નગ્ન હો જલમેં જો નાવે, ઉસકા સુકરિત સબહી જાવે;
બરુણ દેવતા જલમેં બસે, પાપી જનકૂં જલચર ડસે—૧૪
અબ સબ જાઓ તુમારે ડેરે, પ્રેમ બાત રખો દીલમેં રે;
આતે કાતિક મિલકર આવો, ખેલે રાસ સખી સુખ પાવો—૧૫
(ભાષાંતર.)

---

## મતલબી દોસ્તી વિષે.

(ગીતિ વૃત્ત.)

મૈત્રી મોટી માની, સુખદાયક જે સદા રહે સાચી;
એકબિજાને વળગી, હલકે પાગે ખિલે બહૂ નાચી—૧.

પ્રીતિ વિના કંઇ બીજી; ચિજ એટકે જો બિજા કને જાચી;
દાનત ખોટી છે તો, નિજબેઠકની હણી ઠગે માચી—૨.
સારૂં સારૂં કાહૂં, ભણિ ખુશામત ફુલાવવા રાચી;
અધવચ રણ રઝળાવે, ઝરિ જાયે જળ હશે મટુકિ કાચી—૩
સમજુક મિત્રજ હોએ, સાંખે વચનો ક્ષમા ધરી અંગે;
ચતુરો નજ ફૂલાએ, સમજી મનમાં તજે ફરવું સંગે—૪.
જબ્બર ખુશામતિયો, ઘણિ ગળિ રીતે ફુલાવતો હોય;
પણ સામો એલાડી, થકવે તેથી હિણો મતે રોય—૫.
જહાં પ્રીતી છે ત્હાં તો, ગરિબ તવંગર સમાન સહમાન;
થઇ જો ઊંચા નીચી, મૈત્રીજાતો જશે જરુર માન—૬.
રાઇ ભરાઈ આંખે, પરસ્પરે ત્હાં ટકે ન મિત્રાઈ;
ચોમાસે મરિ જાયે, વસંતઋતુના ફુલો જુઈ જાઈ—૭.
રાખિ પરસ્પર ટકો, મિત્રો ઇછે પરસ્પરે પ્રેમ;
મૈત્રી નીભે જેમ ફુલાવવૂં ને ફુલાસ નહિં તેમ—૮.

---

## પ્રીતિવિલાપ.

(લલિત વૃત્ત.)

અઅઅ હાયરે સાચિ પ્રીતડી,
મગન નંદિમાં શોભતી જડી;
અરર હાયરે છૂટિ કાં પડી,
ઘણિ કુવેળ રે કાળની ઘડી. ૧.
પ્રિતડિ વાત તો પ્રીતમો કહે,
રસ સુખી ગળી તે જનો લહે;

પ્રિતડિ હેજતો જાણિતા અહે,
પ્રિતડિ માર તો ભાવથી સહે. ૨.
અટપટી રિતો પ્રીતની વળી,
ભિતરમાં ઘણી મ્હાલતી ભલી;
અવર પૂજ્ય દેવી દિસે નહીં,
તનમનો ધનો અર્પિયે જહીં. ૩.
પ્રિતડિ બેન મા સ્ત્રી પ્રિયા ખરી,
પ્રિતડિ શક્તિમા પ્યારિ છોકરી;
પ્રિતડિ નાગરી ખાંજિ જાતની,
પ્રિતડિ જગતમાં ભાત ભાતની. ૪.
સરવ જાતની પ્રીતડી ભલી,
સમવયી ગુણી રૂપની ગળી;
તરુણ નારિની પ્રીત ઊમદા,
ઉમળકાથિ જો જોય પ્રેમદા. ૫.
પ્રિતડિ પેટમાં ઊનું આણતી,
પ્રિતડિ અંગમાં જોર જાણતી;
પ્રિતડિ કેશને ઊંચકાવતી,
પ્રિતડિ ખંજવાળે પિડાવતી. ૬.
પ્રિતડિ દેહને તો ફુલાવતી,
પ્રિતડિ નેનથી હૈયું ઠારતી;
પ્રિતડિ જીભમાં સ્વાદ સંચતી,
પ્રિતડિ જીવને સૂખ આલતી. ૭.
પ્રિતડિ જગતની રીત નાણતી,
પ્રિતડિ સદ્ગુણો નીતિ માનતી;

પ્રિતડિ સાચિ તે ભક્તિ જાણતી,
પ્રિતડિ સાચિ તે મુક્તિ આણતી. ૮.
પ્રિતડિભેંટ તો સારિ દીપતી,
પ્રિતડિની છટા માર મારતી;
પ્રિતડિ સાહસો ભારિ લાવતી,
પ્રિતડિ તો અદેખાઇ આણતી. ૯.
દુખિ પિહેરની કેદિ સાસરે,
ભર જવાનિમાં નંદિ લાસરે;
ઉલટ મૂજમાં તૂજમાં ભર્યા,
મધુરિ હાયરે કાંઇ ના સર્યા. ૧૦.
સમય માંદગી મોતનો વળી,
નિકટ હૂં નહીં તારિરે બલી;
બહુજ તૂં મુઝાઈ હશે ખરી,
પ્રિયા ન હ્યેં ક્યમે પ્રીછવી કરી. ૧૧.
ગરિબ બાપડો બાપ તૂજરે,
અરર શૂં થશે તેનિ સૂજરે;
નથિ કને હવે કોઇ નામરે,
ખબર દીનની લે તું રામરે. ૧૨.
રતન જેહવા દીકરા ગુણી,
વહુ રૂડીજ છોડી સલક્ષણી;
બહું કુટુંબ મોટૂં થતૂં ગયૂં,
સરવ ખોટું કાળે કરી થયૂં. ૧૩.
ઘણિતણાં નહીં સૂખડાં માણ્યાં,
વગર વાંકથી વેણ સાંભળ્યાં;

ધિરજ રાખિને પીડ સાંખિયો,
ઘરનિ છાનિ તે બ્હાર નાલિયો. ૧૪.
અસલિ વેમિ વીચારના બહૂ,
ધણિ કુટૂંબિ મૂર્ખો હતાં સહૂ; *
ન મળતી છુટો કોઇ રીતની,
અહરનીશ તૂં કેદિ સર્વની. ૧૫.
અરર દીકરી રાંક તાહરી,
કઇ મગી કને લાડશે વળી;
નયન પ્રેમિ ને જીભ માધુરી,
તુજ સમાન ના દેખું રે ખરી. ૧૬
થણિજ સાધવી દીઠિ મેં તને,
પર પુરૂષ ના ધારતી મને;
ખરિજ પ્રીતથી શોભતી બહૂ,
સદગુણો ઘણા કેટલાં લહૂં. ૧૭.
પ્રિતડિ ઊપકારી ઘણી તુંરે,
બદલમાં ન કાંઈ વળાયુંરે;
ચતુર ડાહિ વ્હાલી તું બાપડી,
પ્રથમ વેળમાં કેમ ના લડી. ૧૮.
જણતિ માતણો શોક ટાળવે,
પ્રિતડિ તાહરી બાંધિ પાલવે;
બહુ બહૂ રિતે પ્રીછવ્યો મ્હને,
નહિ ભુલૂં કદી પ્રીતડી તને. ૧૯.
સુખ દુખો તણી વારતા કરી,
મુખડું જોઇને રેહતો ઠરી;

શરિર મંનની છાનિ કેહતો,
સમજાણો રૂડી તૂંથિ લેહતો. ૨૦.
કઇ ગુણી રૂપાળી તરૂણિરે,
નિરખિ નારિ ઠાગીશ જીવરે;
પ્રિતડિ મોત તો ભારિ સાલશે,
પ્રિતડિ સૂખ તો યાદ આવશે. ૨૧.
અરરર હાયરે સાંભળી મુઇ,
અતિસ બાવરી દેહ છે થઇ;
ઉલટ હાંસ તો હારિ છે દવે,
હર ઘડી તપે જંખના હવે. ૨૨.
અરરર હાયરે હાય નંદિરે,
અરરર હાયરે સ્નેહબંદિરે;
પ્રિતડિ હાસ તૂં સ્વર્ગવાસિરે,
પ્રિતડિ હારિ તૂં નિત્ય સૂખિરે. ૨૩.
પ્રભુતણી ન જાયે કળા કળી,
ચલણ કોઇનૂં ના દિસે* વળી;
મરણ પ્રીતનૂં લાગતૂં બહૂ,
દલગિરી વૃથા જાણવી સહૂ. ૨૪.
નિર ઉપાય વસ્તૂ ઘણી દિસે,
મરણ માર તો કારણે હશે;
કરગરી કહૂં બ્રહ્મ બાપરે,
પ્રિતડિ નંદિને મુક્તિ આપરે. ૨૫.

---

## ગોપીગીત.

(પ્રાકૃત.)

૧

શ્રીજિજન્મથી શ્રી દશે અહીં,
ચપળ તે છતે સ્થીર રે રહી;
વ્રજ બધૂં બહૂ પામતૂં જય,
નહિંજ કોઇને કોઇનૂં ભય. ૧.
ગમત આ વ્રજે ભારિ દીસતી,
તમવડે હમે સંધિ જીવતી;
તમ વિષે ધર્‌યા પ્રાણ છે અમે,
છળ કરી ગયા કેમરે તમે. ૨.
દશ દિશા હમે ઢૂંઢિયે છિયે,
ભુખડુ દાસિયો કેમ જીવિયે;
કરિ કૃપા ક્ષમા દેવ દીનના,
દરશ દો તમે લાલ નંદના. ૩.

૨

શરદ સ્વચ્છ એવાં સરોવરે,
કમળગર્ભશ્રી નેત્ર જે હરે;
વધ થઈ ચુકો તેથિ છે ખરે,
વધ વિયોગ તે શો હવે કરે. ૪.
સુવર આપવે છોજિ લાયક,
સુરતનાથ છો મુક્તિદાયક;

વગર મૂલની દાસિઓ હમે,
દરશ આપિયે દો હરી તમે. ૫.

૩

સરપ રૂપ તે જોઇ રાક્ષસ,
બળદ રૂપ તે જોઇ રાક્ષસ;
મયતનૂજ તે જોઇ રાક્ષસ,
મસળિ મેળવ્યા છે જસો મ્હસ. ૬.
અસુર દુષ્ટથી ઝેરિ નીરથી,
પવન વીજ ને વૃષ્ટિ કોપથી;
અમતણાં ઘણાં રક્ષણો કર્યાં,
બહુ અસહ્ય જે કષ્ટ તે હર્યાં. ૭.
રતિપતિ પ્રભૂ પ્રાણવલ્લભ,
દરશ આ સમે કેમ દુર્લભ;
ત્રકડિયે છિયે વ્રેહતાપથી,
ટટળિયે જઈ છેક આપથી. ૮.

૪

સુત છતે નથી ગોપીના તમે,
કર્યુંછ નક્કિ એ ક્યારનૂં અમે;
જગતજીવના સાક્ષિભૂત રે,
જગતજીવનો જીવ દો હરે. ૯.
ભૂમિ ભાર ઉતારવા બહૂ,
ભગત જનને તારવા સહૂ;
વિનતિ સાંભળી બ્રહ્મદેવની,
યદકુળે લિધો જન્મ ઓ ધણી. ૧૦.

૫

ભવભયેથિં જે શર્ણું આવતો,
અભય તેહને એષ્ટ આપતો;
પુરિજ પાડતો મંન કામના,
વરદ હસ્ત જે કાંત ગોપિના. ૧૧.
ગ્રહણ લક્ષ્મિનૂં પ્રેમથી ભરચૂં,
કમળ દિવ્ય જે હસ્તથી કરચૂં;
અભય હસ્ત તે મસ્તકે કુંળો,
મુક્તિ સમાવિ દો લાગતો પુળો. ૧૨.

૬

સ્વજન ગર્વનો નાશ તો કરે.
હસવું એહવૂં છે સખે ખરે;
વ્રજજનો તણી પીડને હરે,
મુખ ન કિંકરીસામું કાં કરો. ૧૩.
ક્યમ નથી તમે પ્રેમ આણતા.
અબળ નારિનાં દુઃખ જાણતા;
કમળ મૂખડૂં વીર દાખવો,
સુરત સુર્તથીજ માત્ર ચાખચો. ૧૪.

૭

નમન ભાવથી પ્રાણિં જે કરે,
સકળ તેમનાં પાપ જે હરે;
વળિ સુશોભિતૂં ધેનુની પુઠે,
ચરણ ચાલતૂં સર્વને ત્રુઠે. ૧૫.

સરપ ફેણ ઊપેર જે રમ્યું,
ચરણ ચારૂ તે તો બહૂ ગમ્યૂં;
સ્તન વિષે પ્રભૂ તે તમે ધરો,
દુખદ કામને શાંત રે કરો. ૧૬.

૮

સમજુને ઘણાં છે મનોહર,
મધુર વાણિયે વાક્ય સુંદર;
કમળનેત્ર હે તે ગિરાથકી,
અતિસ મોહમાં તો પડી નકી. ૧૭.
તરસિ એવિ જે દાસિઓ હમે,
તૃપત તેહને રે કરો તમે;
અધર પાનથી; જે વળી હરે,
અમૃત ગૂણુને સેજમાં ખરે. ૧૮.

૯

સ્તુતિ કરી સહ જ્ઞાનિયે ઘણી,
સરસ સર્વમાં શ્રેષ્ઠ રે ભણી;
શુભ કથાસુધા આપની હરી,
મૃતસજીવની તે ખરેખરી. ૧૯.
ભવતણે ઉને તાપથી તપે,
તરત તે સમો થાય આપવે;
સુખદ શોભતી પાપને હરે,
જિવન મુક્ત તે તો ખરે કરે. ૨૦.
શ્રવણ ઘૂંટડે શેરડો પડે,
ફરિથિ જીવ ના ભૂમિયે પડે;

ભય નહી કદી કોથિ કો નડે,
જશ કમાન તે રોજ રે ચડે. ૨૧.
વિગતવાર જે તે સુધાતણાં,
જગતમાં કરે વર્ણવો ઘણાં;
સુજન તે સુદાતાર જાણવા,
દરશ દો પ્રભૂ તાપ હાણવા. ૨૨.

૧૦

હસવું જોવું તે પ્રેમપૂર્વક,
વળિ વિલાસ તે જુક્તિપૂર્વક;
સુખદ થાય ધ્યાને કરી બહૂ,
ભુલિ ગયા તમે દાસિને સહૂ. ૨૩.
હૃદયમાં કરે સ્પર્શ ને રમે,
હસતિ વાત સંકેતની ગમે;
સઘળિ તે હવે ભારિરે દમે,
કપટિ કાંત હે નક્કિ છો તમે. ૨૪;

૧૧

વ્રજથિ જે સમે ગાંયઢોરને,
વળિ ચરાવતા ચાલતા તમે;
કમળપાદ તે ક્લેશ પામતા,
તૃણખલાં બહૂ ખૂબ ખૂંચતાં. ૨૫.
જિવ નથી કંઈ સ્થીર બેસતો,
સલુણ સામળા સ્વામિ આજ તો;
વ્રત લિધેલ રે દાસિયો છિયે,
સુખકું જોઈને રોજ ખાઈયે. ૨૬.

૧૨

દિન સમાપ્તિયે ચિત્રવેશ છે,
ફરફરે મુખે શ્યામ કેશ તે;
કમળ દીપતૂં વીટળાયલૂં,
લલિત કૂમળા તંતુથી ભલૂં. ૨૭.
ગિરદધૂળ જે ધેનુથી ઉડી,
દિપિરહી મુખે જે ઘણી રૂડી;
સુખડું વીર તે નિત્યે દાખવો,
મનવિષે તમે કામ જાગવો. ૨૮.

૧૩

ચરણ સેવતો બ્રહ્મદેવ જે,
ભુવણ પૃથ્વિનૂં સૂખકાર જે;
નમનકારની કામના ભરે,
વિપત કાળમાં સાહ્ય જે કરે. ૨૯.
ચરણ પદ્મ તે છાતિયે ધરો,
મનકું શાંત રે સ્વામિજી કરો;
મનતિ વેદના ટાળનાર છો,
રમણ હો તમે કામબીજ છો. ૩૦.

૧૪

સુરતરંગને વૃદ્ધિ આપતૂં,
ચુંબને વાંસળી લેતિ સૂરનૂં;
અવર સૂખ જે વીસરાવતૂં,
અધરપાન તે વીર છે મિઠૂં. ૩૧.

૧૫

દિન પડે જવૂં થાયછે વને,
ટુચકી યુગવત્ જાય હંમને;
મુખડું દેખતાં ના ધરાઇયે,
તરસ ભૂખને સેજ વાઇયે. ૩૨.
કુટિલ કેશથી વીટળાયલૂં,
મુખડું શોભિતૂં શ્રીજિનૂં ભલૂં;
નિરખનારને પાંપણો કરી,
વિધિ ઘણોજ છે મૂર્ખ ઓ હરી. ૩૩.

૧૬

પતિ સુતો અને ભાઇ બાંધવ,
સહુ સગાં કુટુંબી તજી ભવ;
કરિ ઉલંઘનો હર્ષનો રવ,
સઘળિ આવિઓ પાસ માધવ. ૩૪.
ગતિ તમારિ તો સર્વ જાણતી,
મધુર ગીતથી મોહ પામતી;
અબળ નારિઓ એવિનો ખરે,
કપટિ ત્યાગ કો રાત્રિયે કરે. ૩૫.

૧૭

ઉદય કામનો તો કરે મને,
હસિત મૂખડૂં જે બહૂ અને;
હસવું ગુપ્ત સંકેતનૂં રૂડું,
સરસ જોવું તે કારમૂં કુડૂં. ૩૬.

હૃદય પદ્મ જહાં લક્ષ્મિ રેહછે,
નિરખવાનિ ઇચ્છાજ થાયછે;
મનડું મોહ પામેછ રે બહુ,
અવિરતાથકી જોઇએ સહૂ. ૩૭.

૧૮

વ્રજવનોતણા રેહનારનાં,
દુખ મટાડવા સાંમટાં ઘણાં;
દરશ આપનું પૂરતું જ છે,
જગતને બહૂ લાભકાર છે. ૩૮.
તમવિશે અધીરાં અમે છિયે,
હૃદય રોગથી કેમ જીવિયે;
દરદ કહાડતું દો જિ ઓસડ,
તમવિના ન કો કહાડશે જડ. ૩૯.

૧૯

(વસંતતિલકા વૃત્ત.)

લેતાં બિરેરહિજ કઠેર છાતિયે જો,
પાદારવિંદ મૃદુ લાગતિ બીક છે તો;
પીડે ન શૂં ચરણને વન કાંકરીરે,
આયુષ્ય છો; અમતણી ભમતીમતીરે. ૪૦.

૨૦

(અનુષ્ટુપ વૃત્ત.)

એ પ્રકારે પ્રલાપે ને, ગીતે ઉચ્ચ સ્વરે રૂએ;
કૃષ્ણ અર્થે ગોપિયો તે, આવશી પડિને જુએ. ૪૧.

(ભાષાંતર.)

---

## દોસ્તની આગળ દીલ ખોલવા વિષે.

(તોટક.)

દિલમાં દલગીર અને ખિનરે,
મળવૂં નવ થાય થગા દિનરે;
લખતી નથિ કાંઇ મને કયમગે,
મનમાંથિ ગયો ઉતરી શું હુંરે?—૧.
ચકમાં ચિતની કયમ રાખિ મુકે,
ચકવીનિ પઠે તું ઉદાસ દુખે;
ધુંધવાઇ રહે નહિં કાજ સગે,
સુખકૂંજ થશે ભમરો નિસરે—૨.
ચતુરા તજવીજ કરી છુપવે,
ચતુરો નવ આળસુ રે ઢુંઢવે;
શરમો કયમ નાજ મુકાય તુંથી,
થયુંછે જ થશે તુજ કાજ હુંથી—૩.
મનની કહિ વાત ખુલે દિલથી,
મનની ન કહે તું ખુલે દિલથી;
નહિં બોલું હવે હું તું જો ન ભણે,
ચતુરા ચુક મા ચિતચોળિ ગણે—૪.

---

## પ્રીતીનાં દુઃખ વિષે.—ઇશ્વરપ્રાર્થના.

(ગરબી.)

પ્રભુ કદિ પાઇરામાં પ્રીતડી; એ ભાંગ પીવે નહિં ચેન, ડોળાઈ જાયેરે ચીતડૂં; નથિ નથિ સુખ કંઈ દીન રેન, પ્ર-

ભુ૰ ૧. બગ જેવો રે હું થઇ રહ્યો; જળો લોહી પીએછે જેમ, પ્રેમ પીઉછું હું ઘૂંટડે; સુખ પાંચ મીનિટ નહિં એમ, પ્રભુ૰ ૨. જૂઠૂં પડવૂં રે ના ગમે; હાય નીચોવાઈ જાઉં છેક, સ્વપના સરખૂંરે થાયછે; ના ટેક રહે મુજ એક, પ્રભુ૰ ૩. ઉપરા ઉપરીરે આંકડી; ઝટ પેટે પ્રગટે લાહ્ય, ઉલટી કરવાનૂં થાયછે; અરે મુજ દુખણું ના વરણાય, પ્રભુ૰ ૪. લોહી બળિ જાયે સામટૂં; બનું કાળો કાળો ભૂત, પીડા ઉભારે વાઘના; કહે જન ગાંડો અબધૂત, પ્રભુ૰ ૫. કરવાનું હૂં તે ના કરૂં; શીર કામ તણો છે પાહાડ, રાખૂં સઉની હૂં બેતમા; ધગધગતાં કામે હાડ, પ્રભુ૰ ૬. સઘળી અનીતિઓ એથકી; બહુ કરૂં તારો અપરાધ, ઉસું આવે કેમ માહરૂં; અરે ફોગટ પાડું સાદ, પ્રભુ૰ ૭. સુખનો શીતળ જાણ્યો ઝરો; હવે દુખનો ઊન્હો કુંડ, માણૂં ખળખળતો બાળતે; વળી ભમરાનૂં બહુ ઝુંડ, પ્રભુ૰ ૮. સઘળું સમજે છે સાહ્યબા; હવે ઝાઝૂં મા રીબાવ, માફ કરીને તૂં વાંકને; સત સુખચંદન વરસાવ, પ્રભુ૰ ૯.

## પ્રીતીનાં સુખ વિષે.—ઈશ્વરપ્રાર્થના.

પ્રભુ નીત પાજેરે પ્રીતડી; મેં તો કીધું નક્કી એમ; મરવું ચીકણા થઇ તેથકી; બહુ ખમીર થયો નથી વ્હેમ, પ્રભુ ની૰ ૧. કરમે લખાવ્યૂં રે એહવૂં; થાય મીઠ્યા તે વળી કેમ, પીવો પીવો રે પ્રેમડો; એ લાગે અંમૃત જેમ, પ્રભુ ની૰ ૨. પરથમ કેહેતોતો લેમડો; મને લાગ્યો કડવો જાણ, પણ પછી ગુણકારી થઈ પડ્યો; ખુબ ઠંડક ઠંડક માન,

## દોસ્તની આગળ દીલ ખોલવા વિષે.

(તોટક.)

દિલમાં દલગીર અને ખિનરે;
મળવું નવ થાય થયા દિનરે;
લખાતી નથિ કાંઇ મને ક્યમરે,
મનમાંથિ ગયો ઉતરી શું હુંરે?—૧.
ચકમાં ચિતની ક્યમ રાખિ મુકે,
ચકવીનિ પડે તું ઉદાસ દુખે;
ધુંધવાઇ રહે નહિં કાજ સરે,
સુખકૂંજ થશે ઉભરો નિસરે—૨.
ચતુરા તજવીજ કરી છુપતે,
ચતુરો નવ આળસુ રે હૃદવે;
શરમો ક્યમ નાજ મુકાય તુંથી,
થયુંછે જ થશે તુજ કાજ હુંથી—૩.
મનની કહિ વાત ખુસે દિલથી,
મનની ન કહે તું ખુસે દિલથી;
નહિં બોલું હવે હું તું જો ન ભણે,
ચતુરા સુક મા ચિતચોળિ ગણે—૪.

---

## પ્રીતીનાં દુઃખ વિષે.—ઇશ્વરપ્રાર્થના.

(ગરબી.)

પ્રભુ કદિ પાઇરિમાં પ્રીતડી; એ ભાંગ પીવે નહિં ચેન,
ડોળાઇ જાયરે ચાતડું; નથિ નથિ સુખ કંઈ દીન રેન, પ્ર-

ભુ૦ ૧. બગ જેવો રે હું થઇ રહ્યો; જળો લોહી પીએછે જેમ, પ્રેમ પીઉછું હું ઘૂંટડે; સુખ ચાંચ મીનિટ નહિં એમ, પ્રભુ૦ ૨. જાહૂં પડવૂં રે ના ગમે; હાય નીચોવાઇ જાઉં છેક, સ્વપના સરખૂંરે થાયછે; ના ટેક રહે મુજ એક, પ્રભુ૦ ૩. ઉપરા ઉપરીરે આંકડી; ઝટ પેટે પ્રગટે લાહ્ય; ઉલટી કરવાનૂં થાયછે; અરે મુજ દુખણું ના વરણાય, પ્રભુ૦ ૪. લોહી બળિ જાવે સામટૂં; બનું કાળો કાળો ભૂત, પીડા ડોળારે વાઘના; કહે જન ગાંડો અબધૂત, પ્રભુ૦ ૫. કરવાનું હૂં તે ના કરૂં; શીર કામ તણો છે પાહાડ, રાખું સઉની હૂં ખેતમા; ધગધગતાં કામે હાડ, પ્રભુ૦ ૬. સઘળી અનીતિઓ એથકી; બહુ કરૂં તારો અપરાધ, ઊંચું આવે કેમ માહરૂં; અરે ફોગટ પાડૂં સાદ, પ્રભુ૦ ૭. સુખનો શીતળ જાણ્યો ઝરો; હવે દુખનો ઊન્હો કુંડ, માણૂં ખળખળતો બાળતો; વળી ભમરાનૂં બહુ ઝુંડ, પ્રભુ૦ ૮. સઘળું સમજે છે સાહ્યબા; હવે ઝાઝૂં મા શીખાવ, માફ કરીને તૂં વાંકને; સત સુખચંદન વરસાવ, પ્રભુ૦ ૯.

## પ્રીતીનાં સુખ વિષે.—ઈશ્વરપ્રાર્થના.

પ્રભુ નીત પાજેરે પ્રીતડી; મેં તો કીધું નક્કી એમ; મરવું ચીકણા થઇ તેથકી; બહુ ખમીર થયો નથી વ્હેમ, પ્રભુની૦ ૧. કરમે લખ્યાવ્યૂં રે એહવૂં; થાય મીથ્યા તે વળી કેમ, પીવો પીવો રે પ્રેમડો; એ લાગે અંમૃત જેમ, પ્રભુની૦ ૨. પરથમ કેહેતાતો લેમડો; મને લાગ્યો કડવો જાણ, પણ પછી ગુણકારી થઇ પડ્યો; સુખ ચંડક ચંડક માન,

પ્રભુ ની૦ ૩. ખટપટ દુનીઆની જાણવે; છણ બેહેરો અંધો છેક, કર પદ જીભ નથી તેહમાં; હુંતો સમજું પ્રીતી ટેક, પ્રભુ ની૦ ૪. ત્રંણે તાપથકી મોકળો; અતી કેફ કસ્યો હોય તેમ, ભાન વગરનો હૂં થઇ રહ્યો; પછી પાછો પ્રેમે ક્ષેમ, પ્રભુ ની૦ ૫. મને લેહ લાગીછે તૂજસૂં; મારે મંન વસે તૂં એક, આંખે દેખું એક તૂજને; મુખે ગાઊં તૂને એક, પ્રભુ ની૦ ૬. પ્રેમ વીનાનૂં અહિં કંઇ નથી; જે સમજી ન પીયે તેહ, ફોગટ જનમ્યો તે જાણવો; કેમ બાંધું હરીસું નેહ, પ્રભુ ની૦ ૭. પ્રેમ મટોડીની દેહડી; વળી પ્રેમરૂપ આ જીવ, પ્રેમ જમીને રોજે ટકે; શુધ પ્રેમથકી બનું શીવ, પ્રભુ ની૦ ૮. સઘળૂં સમજે છે સાહ્યબા; સત પ્રેમે રોજ રીબાવ, માની લઇને રે વીનતી; કે લઊં પછિ સત સુખ લાવ. પ્રભુ૦ ૯.

## પ્રીતિવિલાપ.

આ શૂં જોએરે આંખ તૂં; અરે નુરી હૂતી ઘડિ ઉપેર, આ શો મારો રે દૈવનો; હાય આ તે શો કહું કહેર, આ શૂં૦ ૧. નજર ચોરાવીરે તેં નુરી; અરે કઇ વાટે કાંહ ગઈ કેમ, છાની મારીરે ચાંચ તેં; ઉડચું તીર કરે ઘા જેમ, આ શૂં૦ ૨. સાજીસમી સમીરે સાંજમાં; થયું પાંજરૂં ઝાંખૂં ઝપ્પ, સુનું સુનું લાગેરે તૂં વિના; અરે સેજે ખાલી ખપ્પ, આ શૂં૦ ૩. ફકીર હૂં એકલડો રે રહ્યો; આ જંગલ મોટૂં ઘોર, શોર કરેછે રે સીંહડા; થયૂં ગ્રીષ્મતણૂં બપોર, આ શૂં૦ ૪. અંદર જઇનેરે શૂં કરૂં; મારી રમત ગમત થઈ અસ્ત, સર્વસ ગયું છે રે સામટૂં; થયાં રૂવાં છે

છું ભારી તોય મૂજથી; નવ દીલાસા દેવાય—ધીરજ૦ ૭. ઓ પ્રભુ સાંપી છે તુજને; તું મોટો સત રખવાળ, દરદીઓની તું છે દવા; અરે મુજ પ્યારીને સંભાળ—ધીરજ૦ ૮. મારિ તરફની તે ફીકરે; બહુ લેવાઈ ગઈ છે યાર, કરજે સુખસાતા તેહને; નથિ કેતો જુઠું રતિ ભાર—ધીરજ૦ ૯. ઘણી ઘણી રીતે છે તે દુખી; નથિ કેહેવાનો કો ઠાર, મન તો રાન થયું ઘોર રે, એક તારો છે આધાર—ધીરજ૦ ૧૦. તેને સૂખ થયે હૂં સૂખી; તેને કામકાજમાં રોક, અથવા મેળવી દે હંમને; કોઈ રીતે મૂકવ શોક—ધીરજ૦ ૧૧.

## દરદી આરાક ઈશ્વર પાસે મોત માગેછે.

હવે તું લઇલેરે મૂજને; નથી જોવાતૂં મેં દૂખ, પ્યારી મારીનૂં આવડૂં; રે કહાં સંતાયું તે સૂખ—હવે૦ ૧. સુખની પાછળ રે દુઃખ છે; એ મેં જાણ્યૂં હૂતૂં દેવ, પણ વળિ સર્જિત તે ના ટળે; છઊં સપડાયો કરૂં સેવ—હવે૦ ૨. હૂ તો અપરાધી છઊં ખરે; પણ તે તો નિરદોષીજ, સામું જોઈ દયા લાવ રે; થઈ તારી ખૂબ પતીજ—હવે૦ ૩. મર્દાઈ માહારીને ધીક છે; હું રડું તે પાસે રોજ, ઊપાયોમાં રે ફાવું ના; ઠિક કાયર મરિ જાઉં તોજ—હવે૦ ૪. ડાહાપણ ચાતુરિને ધીક છે; મતિ શૂન્ય થયો છૂં રામ, પણ વળિ લાગે છે દૂખ તો; છું ટટળૂં આઠે જામ—હવે૦ ૫. દુખ તો તેને છે ભારિ રે; સત કહું મેં ના સંખાય, પ્રેમતણાં એવાં ઝાંખરાં; ના બ્હાર જરા નિકળાય—હવે૦ ૬. પણ રે આપલિયા આમ જો; મુજ મોતથિ તેને પીડ, ઝાઝી

ગ્રાગ્રી થાશે કહું; ઝટ ભાંગી દે ભુંડી ભીડ—હવે૦ ૭. વિનંતિ કરૂં છું તે આપ તૂં; કાં વિઘ્ન કરી દે દૂર, તારી ઇચ્છાથી સેજ છે; બહુ હાથ ઘસે સહુ શૂર—વિઘ્ન કરી દે રે દૂર તૂં. ૮. અથવા બે જણને લેઈ લે; કે છુટિયે રાખી ટેક, કામી છતે નહિ રે આંચળાં; બહુ કરિયે કામો નેક—બે જણને તૂં રે લેઈ લે—૯.

---

## માશુકના પ્યારની આશક ઉપર મોટી અસર.

(ગરબી)

વાહાલી તેં ઘેલો કેમ કીધો મુજને; નેન અને વાણી રસ પાયો ખૂબ જો, ભાન નથી હૂંને કંઈ કહુંછું તુજને; સપનામાં દેખું હું હુબહુબ જો, વાહાલી૦ ૧. દૂર રહે દુખડું તો થાએછે ઘણું; સોડે રેતાં પેટે ઊનું થાય જો, ગદ્દગદ કંઠે વાચા વ્હાલી શી ભણું; તારા સામું મુજથી ના જોવાય જો, વાહાલી૦ ૨. આંખલડી ચકચકતી પ્રેમ ઝરે બહુ ઘેલે મ્હોડે ટપકાં ઝીલૂં હાસ જો, પ્રેમકસબો દેખે પક્ષિ શુદ્ધી સહુ; કર ઉપાય ભુંડો કો હોએ પાસ જો, વાહાલી૦ ૩. વાંસોમાં કાણું મોટાં હું પાડું છૂં; તુંને દેખું તાંથી ગગળી જાઊં જો, સમય થએતે તારી સાથે લાડું છૂં; નથિ ડરવાનો જનથી કદિ ચરચાઉં જો, વાહા૦ ૪. પ્રેમકમળ તુજ ગંધે હૂંને તાણિયો; પીડાયું તું શરમ રાતથી કોસ જો, આખી રાતજ બેસી સોડે જાગિયો; દિવસ ઉગ્યો છે સંભારૂં મને આસ જો. વાહાલી૦ ૫. હિંમતને પરકાશી

અંગ ઉમંગથી; જારે પૂરી ખીલેલી દેખાય જો, તારે હું આવૂંરે ભીતર રંગથી; તહાં લગી છે મનમાં ભારી લાય જો, વાહાલી૦ ૬. હવે માગું છઊં તારી પાસે એટલૂં; પ્રીતી તારી કેવી કહિ બતલાવ જો, ચાતુરને કેવૂં સારે રે કેટલૂં; પછિ મૂને તો તારામાંહિ સમાવ જો, વાહાલી૦ ૭. ભાગ્યશાલી અંશી જન તે જાણવો; જેણે કીધૂં શુદ્ધ પ્રેમરસ પાન જો, ઈશ્વર તેને પરસન થયલો માનવો; દુખ દેખાય તે સુખ છે એવૂં નાણજો. વાહાલી૦ ૮.

## પ્રીતિવિયોગ.

ઓ પૂનેમી ચાંદા ઝટ દુર થાય કાં; ખટ મહિને પૂરણ પરકાશ્યો આમ જો, વેહેલો વેહેલો ઝાંખો થઈને જાય કહાં; ઝટ જાવૂં તો ઉગવાનૂં શૂં કામ જો, ઓ૦ ૧. ઓ ચાંદા પણ વાંક નથી કંઈ તાહરો; જાવૂં ગમતૂં નયિ તુજને વળિ લેશ જો, આંક નડેછે વચમાં આવી માહરો; પૂરે પૂરો ભજ્યો નથી કો વેશ જો, ઓ૦ ૨. જાતી વેળાએ પણ મુખ જોઊં નહી; પીટે રાહુએ રાખ્યિ નહીં સુજ લાજ જો, હાવાં હૂં નીરાંતે જઇ મૂઊં કહીં; ઘેરાએલો અસ્ત થશે તૂં આજ જો, ઓ૦ ૩. આખો દાહાડો ભૂખ્યાં રેવું માહરે; કાયા નિર્બળ ડુસકાં ખાતી છેક જો, તેમાં તર્કો ઝાઝા દમતા રેહ રે; પાછો ઊગે તોય કળા કમિ એક જો, ઓ૦ ૪. ત્હારાથી થાયેછે ભરતી ઓટરે; ખૂબ ખીવાડે વાયૂ જારે ઓટ જો, ધસડાઈ જાઊંછૂં અંદર ઠેઠ રે; પાછો આવૂં સૂખ લઊં પણ ખોટ જો, ઓ૦ ૫. વધઘટ તારી માત્રે

થાય ન એકલી; સંધી વસ્તૂ જગમાં રે બદલાય જો, ચડતી પડતી સહુની જોતાં તો વળી; દાધ્યાં દીલને દીલાસો દેવાય જો, ઓ૦ ૬. દઉં દીલાસા પણ ના દિલ સમજે કંઈ; પ્રેમે દાધ્યો પ્રેમી મળે સુખી હોય જો, માટે પ્રેમી ચાંદા દરશન દે અહીં; મુકતી પામૂં મારી ભણી ફરિ જોય જો, ઓ પૂ૦ ૭.

## પ્રીતિવિયોગ.

અમાસનો સૂરજ હૂં આજે જાઊં છૂં; આ માગસરના દી બહુ ટૂંકા હોયજો, વરસ થયૂં પૂરૂં પણ રેહવા ચાહુંછૂં; અહીંથી જાતાં જીવડો ફુસકે રોયજો—અમા૦ ૧. બાહાર તણી તેજી તો જાયે સામટી; અંદર થાએ વધતી વધતી લાહ્યજો, લૂલી થઈ ગઈ છેક તવાઈ આ કટી; દુનિયાં કરજે માફ તું દુખડું થાયજો—અમા૦ ૨. હવે તૂને ભોગવશે ચાંદો ખૂબરે; એ કેહેતાં તો ચમકી પડિ હૂં જાઉં જો, પણ પછી દીલાસો દેઉંછૂં એમરે; ચંદ્ર ભોગવે પણ રસ તો હું પાઉંજો—અમા૦ ૩. અરે ગાંડો હૂં ભૂલૂં છઊં બહુ બાવરો; નથિ આ પૂનમ પણ છે ખૂનિ અમાસજો, તારો આવ્યો પ્યારી ભૂંડો આ મરો; નહિં સૂરજ નહિં ચાંદો કો તુજ પાસજો—અમા૦ ૪. ઓશીયાળે મોડે પાછો આવું રે; દૂર રહેલી જોતાં જીવ ખેંચાય જો, વાચા ગદ ગદ થાતે શું હું ભાખું રે; વળી બિહૂં કે રખે કોયિ સમજાય જો—અમા૦ ૫. આગળથી જાણ્યૂં તૂં છૂટાં રે થવૂં; તે આજે હૂં છેલો છૂટો થાઉં જો, રડતાં રડતાં અહીંથી દુર મારે

જવૂં; જીભ ખેંચાયે મનની કેવા જાણજો—અમા૦ ૬. ઓ પ્યારી તૂં ધીરજ ધરજે ઊરમાં; ખા મારા સમ નહીં કરે ઝાઝો શોક જો, ઇશ્વર પાછાં મેળવશે નિજ નૂરમાં; ગભરાઇશિમાં બા તૂં છાની રેહજો—અમાસ૦ ૭.

## આશુકનું રીસાવવું.

પ્યારી તૂં માહારીપર કાં રીસાયરે; નથિ કીધો મેં ભૂંડો કો અપરાધ જો, દેવ ઉપર શાસારૂ ચંડી થાય રે; હોઉં દાનવ તો ખૂબ કસીને બાંધજો—પ્યારી૦ ૧. આંખોમાંથી ક્હાડે ભાલા દોહલા; ક્હાડે મુખથી કડવાં કડવાં વેણ જો, હાથેથી ઊછાળે ઊંના કોયલા; સર્વાંગેથી ઊડી ગઇ તુજ ચેન જો, પ્યારી૦ ૨. મારી પૂજા આજે કાં લેતીનથી; વારે વારે તરછોડે મુજ હાથ જો, થંડે મારે તૂં તો મારે જાનથી; પરસન થઇ ઝટ આપીદે તુજ બાથ જો,—પ્યારી૦ ૩. સુએલાંને ફોગટ કાં મારે અલી; નિકળ પાસથી રીસ કરી બોલાયજો, બંદોબસ્ત કરીને અહિં વળજે વળી; સુણતાં આંસૂ કેમ વણાં નવ જાયજો—પ્યારી૦ ૪. પ્રેમ શું છોડી દીધી છે તૂજને?; એ છે ચંચળ લખમી પેઠે છેક જો, પછી પસ્તાઇ સંભારિશ તૂં મૂજને; માન પ્રેમને ધરી રાખ ધરિ ટેકજો—પ્યારી૦ ૫. ખરો પ્રેમ તો આમ નહીં દેખાયરે; હોઉં અપરાધી કદિ તોય ન રીસાય જો, વગર કારણે આવૂં થાયે જાહરે; પ્રેમવિશે બહુ શક તો લેઇ શકાયજો—પ્યારી૦ ૬. વારે ઘડિએ માફી માગૂં તાહરી; તેમ તેમ તૂં ઘુસ્સાથી ઉભરાય જો, ઇશ્વર વણ સમજાવે તૂને કો વળી; ઓ અ-

ધિરા પડ ધીરી ધીર ધરાયજો—પ્યારી૦ ૭. ના જાણૂં હૂં દુખવ્યું મેં તુજ મંનરે; વગર કારણે આજે આટલું થાય જો, કાં બાળે છે તારૂં મારૂં તંન રે; તારૂં ગુસ્સે મારૂં શોક હાયજો—પ્યારી૦ ૮. ઇશ્વર ને પ્યારીના સમ હૂં ખાઉંછૂં; અધિક પ્યારૂં તો મૂને નથિ અહિં માન જો, પ્રીતડિ નીભે તેવૂં નિતે ચાહુછૂં; રીસ તજી કહિ પ્યારા કરવ તું પાન જો—પ્યારી૦ ૯.

## બ્હીકણ માશુકથી આશકને થતું દરદ.

રીબાઈ રીબાઈ મરવૂં માહરે; નથી વાંક કંઇ પ્યારીનો વળિ જાણ જો; બ્હીકથકી આવે નહીં પાસે તો અરે; જેથી પડવે ઝાંઝો જાતો જાન જો—રીબા૦ ૧. નોતા જોતા આવૂં આગળ હૂં કંઈ; કહી કહી વાતો હિંમત શિખવી ખૂબ જો, હિંમતને ઠેકાણે બ્હીક વસી રહી; જે રેચંગી રેચે પડતો આમ જો—રીબા૦ ૨. જે વેળા જોઇયે હિંમત પ્યારિની; દેવા પ્રિયને દીલાસા ઘણિ રીત જો, તે વેળા થાયે છે બીકણ કામિની; છેકજ શાણી જાણી તેની પ્રીત જો—રીબા૦ ૩. ટેક તજી ચઢિ મ્હોડે માંગી લેઉંછૂં; દેઈ દેવા તૂં રંગ મારો ઘાવ જો, મ્હોડાના બે બોલો સુણવા ચાહુંછૂં; એ દેવા તે બેપરવા રેહેવાય જો—રીબા૦ ૪. પણ ભૂંડા બેભાન થયો કાં જીવડા; છઉં સાચે હૂં એવો મૂરખ અંધ જો, સમજૂંછૂં પણ હાથ રહે નહીં રે વડા; પ્રીતીના તો સખ્ત ઘણા છે બંધ જો—રીબા૦ ૫. ધિક્ક મને છે સ્વારથિયો જિવ દીસતો; નિજ સુખસારૂ રડતો

ભૂંડા રોજ જો, પ્યારીને પીડે અંદરની પીડ તો; (તે હું) જાણૂં તોયે કાં ન મટાડૂં રોગ જો—રીબા૦ ૬. આ શીખામણ લેવી આજે માહરે; મરવૂં તોપણ બ્હાર ન કેવૂં લેશ જો, માફી માગૂં મંનથકી પ્યારી ખરે; સૂળ ઉપજાવ્યૂં મિથ્યા મારી ઠેસ જો—રીબા૦ ૭.

## સુખી હાલતમાંથી એકદમ દુઃખી હાલતમાં આવી પડેલા જનનું રુદન.

રડતાં રડતાં જિવડા મરવૂં માહરે; રે સારૂં જો મરી હૂં વેલો જાણીજો, પણ ન મરાએ રીબાણીછૂં હાયરે; રે ઊંઘ-માં પણ હુસકાં ખાતો થાણીજો—રડતાં૦ ૧. હૂં નથી મૂ-રખ સમજુક ધીરો છૂં ઘણો; પણ દુખનો ઢગ દમતો એવો છેઅજો, મથીમથીને ઊપાયો કરૂં હૂં તેતણો; તો પણ ના વિસરાએ મેંથી તેઅજો—રડતાં૦ ૨. બે જણુતો બે-વચની તેનૂં કંઈ નહીં; સેવા કીધો કહિ સઘળી મેં વાતજો, જાત બગાડી રડી રડીને પીડા સહી; તે સાલેછે મુજ હૈડે દિનરાત જો—રડતાં૦ ૩. એકતણી જૂદાઈ તલપાવે મને; એ તો, હજી કંઈ મારી છે વળી આશા જો, પણ કો જાણે બ્હીકે બેવચની બને; તે પણ મારા જેવૂં છે નિ-રાસ જો—રડતાં૦ ૪. એકઊપર કરુણા તો આવેછે બહૂ; ધિક મુજથી કંઈ સુખ તેને ન અપાય જો, નથી તેને કો ધીરજ દેનારૂં કહૂં; દુખિયે કરિ દુર તેથી તે દુખી થાય જો—રડતાં૦ ૫. એકઉપર ધિઃકાર દયા બે ઊપજે; કર્મ જોઊંતો દુષ્ટ પાપી છે છેક જો, હાલતને જોતાં જિવ રીસ

વેશો તજે; ઘણી દયા ને ક્ષમા કરૂંછું નેક જો—રડતાં૦ ૬. મીઠાં જળમાં જન્મ્યૂં માછલડૂં ભલૂં; તે જળ થઈ ગયું હમણાં ખારૂં ઊસજો, તે ખારે પણ સૂકાઈ ગયું હૂં બળૂં; તરફડ તરફડ તડકે નિકળે ફૂસ જો—રડતાં૦ ૭. પ્રેમ વિના મારાથી પળ રેહેવાય નહીં; એ નીર જો વળી બગડે કો દી લેશ જો, જીવડો તો તલપાપડ થઈ જાયે સહી; તે નિર ગયું ને આ છે માહારા વેશ જો—રડતાં૦ ૮. વળિ નાણાની તાણ બહૂ મોટી પડી; નબળે કોડે ઘર ઘાલે છે રોગ જો, બુદ્ધિ પણ થઈ જાએ મંદ, જ રે સડી; તન મન ધન જન સંધૂં ગયું છે ભોગ જો—રડતાં૦ ૯. ઓ ઈશ્વર તૂં કેમ જોયાં કરતો હવે; સાચો ટેકી વીર રડેછે આમ જો, એ દૃષ્ટાંતથિ ફળ માઠાં થાશે ભવે; લઈ લેકે દુખ ભુલવી કરવ તું કામ જો—રડતાં૦ ૧૦.

## બોટાનિકલ ગારડન.

આ શી તારી થઈ ગઈ પડતી રે દશા; હૂતી કેવી કેવી છે તૂં આજ જો, લાગે મૂને હઈશે લુટાઈ સૌ વશા; કહે બતી તૂં વાત મને મુકિ લાજજો—આ શી૦ ૧. પ્રેમસિદ્ધાસે ચકચકતી દિપતી હતી; તેને ફીકી મેલી ઘેલી જોઉં જો, પ્રેમ વિના બાહ્યાંતર તેજી તો જતી; તૂં રડતી છે જેમ વળી હૂં રોઉં જો—આ શી૦ ૨. "બાપે મૂને અળખામણી કરિ છે અરે; કારણ વણ છોડી દીધી છે છેક જો, દી દુખમાં પૂરા કરવા તે કેમરે?; હરી મૂકાવે સાચાનો શુભ ટેક જો—એથી મારી પડતી થઈ ગઈ રે

દશા. ૩. દેશ દેશની ચીજે સણગારી સહૂ; પણ કરી નાખી છેકજ ચિંથરેહાલ જો, એમ કરી તેનૂં તો દુઃખ થોડૂં કહૂં; પણ વેચી ધનસાર પાછી હાલજો—એથી મારી૦ ૪. ખાવા માટે બેસિ પિતા નોતો રહ્યો; એમ છતે પણ મૂને વેચી હાય જો, મનને બુદ્દે બાપ ધરમ ભૂલી ગયો; એને કો કહે એતો બળિયો રાય જો—એથી મારી૦ ૫. રાયે વેચવી હૂતી જારે મૂજને; શૂં કરવાને લાડ લડાવ્યાં મોટ જો, બહુ બહુ નાણૂં ખરચ્યું મારેકાજ ને; ખમા ખમા કરી રાખી બહુ જન પાસ જો—એથી મારી૦ ૬. બીજે એવું કદાપી જો કર્યું હોય રે; રાય કરે ખુબ શિક્ષા જોઈ ન્યાય જો, પોતાની વેળાએ જૂદૂં જોય રે; પોતાનું ફરજન તે કેમ વેચાય જો—એથી મારી૦ ૭.” બેન હવે દોષો બોલેથી શૂં થશે; વાંક આપણા કર્મ આંકનો જાણજો, જે થાએ તે જોઈ ખમ્યાં કરવૂં હવે; એમ કરતાં કો દી છુટશૂં માનજો— આ શી૦ ૮. પ્યાર અને પૈસો એ બે શૂં ના કરે; સ્વર્ગ દેખાડે ઘડિમાં નર્ક લેયજો, ધર્મ કરે ને ઘડિમાં ખુન આંખે ભરે; ભરૂસો એનો સમજી ન કરશો લેશ જો—આ શી૦ ૯. પેરામણી સાથે પરણાવી હોતરે; તો સાસરિયે સુખે પાછૂં તૂં જોત જો, પણ આ તો થઈ છેક નવી બહુ વાત રે; કામ-કરિશ તૂં દાસીપેરે કેમ જો—આ શી૦ ૧૦. ઓ સુકુમારી કુમારી પ્યારી જાણરે; માલક બીજો છે તે પારસી જાત જો, લેશ ડરીશ નહીં નહિ પડવા દે તાણ રે; દયા ન લાવે કોણ જોઈ તુજ જાત જો—આ શી૦ ૧૧. દરદીને દરદી મળતા બે જાહરે; એક એકને ઉભરે દૂખ દબાય

જો, હિંમત ને ધીરજ હંમેશ તું રાખરે; સુખના દાહાડા પણ દેશે જગરાયજો—૧૨. સાંજ થઈ બેની નર્મદ હું જાઉંછૂં; જાતું ગમતું નથી પાસેથી તોય જો, શિર જંજાળ ધણો તેથી ગભરાઉંછૂં; બેન રડીશમાં તું તો ગ્નાને જોય જો—આ શી૦ ૧૩.

## વિજોગી સ્ત્રીનો પાછો સંજોગ થયો તે વિષે.

(ગરબી.)

વ્હાલી શું કહું મને બહુ વિતી, હે કામિની; થોડું ભણીને આણૂં ધતી, હે કામિની ૧. જ્યારથી ડૂબ્યો હૂં વીજોગમાં, હે કામિની; ત્યારથી પીડાયો રોગમાં, હે કામિની ૨. ભિતર ખોલું હૂં જઈ ફરી, હેકા૦; તેવૂં મળે નહીં કો વળી, હે કા૦ ૩. સાંભરે દીસે સહૂ કણકણા, હે કા૦; રાતે તો તાવમાં નહિં મણા હે કા૦ ૪. સાંણાં કરે બહુ પડાપડી, હે કા૦; રંગે રમતી નજરે પડી હે કા૦ ૫. જાગે ઉદાસ મન સામટૂં, હે કા૦; રોજે રંગીલી તૂંને રટૂં હે કા૦ ૬. કસ્યા રાત્રૂ બહૂ લોકને, હે કા૦; ભચડ ભચડ ચાવે મને હે કા૦ ૭. ભોગવ્યાં સુખો સહૂ સાંભરે, હે કા૦; રૂવાં ઉભાં ને આંખો ભરે હે કા૦ ૮. વાતો કેવાય નહિં કો કને, હે કા૦; કેતાં ઘેલામાં સહુ ગણે હે કા૦ ૯. (તેમ) મને મોટાંઈ કાંઈ ના મળે, હે કા૦; (કે) કેતો ફરૂં સહૂ આગળે હે કા૦ ૧૦. મનમાં ને મનમાં બળી જતો, હે કા૦; બાવરો બાવરો ફરતો હતો હે કા૦ ૧૧. કપરી દશા મેં ભોગવી, હે કા૦; તોએ અનીતી ના જો-

વેલી કહીદે સાચૂં, વ્હાલ મારૂં દેખે કેમ કાચૂં; ગમે તૂને નહીં મુજ ડાચૂં, તોયે તુને દેખી હૂં રાચૂં. ૨. દુઃખી દેખી દયાએ મોહી, કે તેં મારી ચતુરાઈ જોઈ; ભુંડી ડાહપણથી લલચાઈ, પરા વિદ્યા ગુણે ભોળવાઈ. ૩. શૂં રૂપથકી થઈ રાજી, દ્રવ્યભૂખથી માંડતી બાજી; ઈચ્છે સંભોગને તૂં ચરસે, કે સંતાનસારૂ તરસે. ૪. માત્ર સંભોગ હોયે પ્યારો, તો થાઉં કદી નહીં તારો; હોયે બીજાજ તારો ભ્હારો, પ્રેમ મૂકીયૂં આજ જ બાળો. ૫. પ્રીતિ કરતાં જે થાયે ઘેલી, તે તો થાકી જાયે વળી વેહેલી; પ્રીતી જમતાં જે નહીં ધીરી, તેને લેવી પડે કાળી જીરી. ૬. મેંતો હઈઆમાં તૂને રાખી, ઘડીયે ઘડીયે કરૂં તુજ ઝાંખી; રહી ઘેલાઈમાં નહીં બાકી, મેં તો મતી મુજ કીધી ઝાંખી. ૭. તારૂં હેત કદી સાચું હોયે, મારી આંખ ન તેવૂં જોયે; થયે મરજી તૂં ખાતરી કરજે, નહિં તો દીલથી ઈચ્છા તજજે. ૮.

---

## * કામદેવનાં મોહોટાં પરાક્રમ વિષે.

(પદ—કટાવ.)

ગોપીયો ખેંચાઈ હરિનીભણી તે; વાંસલડી સુણી તે. ટેક. શરદ પૂનેમી, રૂડી રાત્રિયે, ખિલી ચંદની, મનમોહન શ્રી કૃષ્ણચંદની, કામણગારી, કામોદયની કલીંખીજની, સુણી વાંસળી, ખસી પાંસળી, ફુલી કાંચળી, દ્રવી ગલીછે, ભુલી ભલી છે, ચુડી જારી, વ્રજની નારી, ગોપસુંદરી, તને પરી છે, મને હરી છે, તજી ટેકને, ગઈ છેક છે, પ્રેમ

ધૂરી, વ્રેહે પૂરી, તેથી ચૂરી, બની બાવરી, થઈ ગાભરી, વળી આકળી, કેટલીક તો, છતી દોહતી, મુકી દોહવું, કેટલીક તો ચુલે મુકેલાં, દૂધ ધેંસ તે, વણ ઊતારે, કેટલીક તો, પીરસવાનૂં, વાળુ કરવૂં, રેવા દઈને, કેટલીક તો, ધવાડવાનૂં, બાળક સહુને, રોતાં મેલી, કેટલીક તો, સ્વામી સેવા, પડતી મૂકી, કેટલીક તો, તજી લીંપવું, વળી સાજવું, પાથરવાનું, કેટલીક તો, અડધી નાહી, અડધી કોરી, કેટલીક તો, આંખ આંજતી, અધવચ ઊઠી, કેટલીક તો, વસ્ત્ર ઘરેણાં, કંહીંનાં કંહીં ને, આડાં ઊભાં, અવળાં સવળાં, પેરી કરીને, કેટલીક તો, ભર ઉંઘમાથી, ઊઠી જાગી, અડધી નાગી, એ પરમાંણે, સહૂ જુવતી, ઘર ધરધંધો, નિશાનો સંધો, પિતા પુત્ર પતિ, બેન માતને, કુટંબ ઠેલી, પડતાં મેલી, પડતી પડતી, ધસી દોડતી, ચીર ઓઢતી, ચંદ ચોડતી, વાટે મળતા જન તરછોડી, વાડો તોડી, જાણે દોડી, વ્રેહી ઘોડી, રાગમસ્ત તે, હરિણી પેરે, જઈ પોંચી ને, છક થઈ રહિ જ્હાં,—મધુ વન શોભિત, ચાંદરણે તે, થયૂં ધાગૂં છે, મુરલીધુન તે, મચી રહી છે, મૂળપુરૂપની, મુરલીધરની, ઉભો રહ્યો જે, નટવર વેશે, બની ઠનીને, બહુ ફાંકડો વળી વાંકડો, રસિયો નાગર, ગુણનો સાગર, મદન જ જાતે, મનનો મેહેરમ, સામળીયો શ્રી કૃષ્ણ ખરો ધણી તે; વાંસલડી સુણિ તે; ગોપીઓ ખેંચાઈ હરિની ભણી તે. ૧.

---

ગની હે કા૦ ૧૨. ત્રુઠ્યો અતીસ જગરાજ છે, હે કા૦; ફળ્યૂં કરચૂં તપ આજ છે હે કા૦ ૧૩. આજે આનંદનો ઘન થયો, હે કા૦; અગ્ની સમાઈ સટ ગયો હે કા૦ ૧૪. વેહેશે હવે રંગ રેલડી, હે કા૦; કહેજે ઘેલા કહિશ ઘેલડી હે કા૦ ૧૫. વેહેલી વળગ વ્હાલી મને, હે કા૦; તન મન ધને પુજુછું તને હે કામિની ૧૬.

## બ્હેનપ્રતી ભાઈનાં વચન.

(ગરબી.)

વ્હાલી બેનડી કહૂં તે સાચૂં માનજે જો; સાચો વીશવાસુ ભાઇ મને જાણજે જો—વ્હાલી૦ ૧. જે જે જાજાણતો હતો તે સંધૂ કહ્યૂં જો; મારી તરફનું કાંઈ ન બાકી રહ્યૂં જો—વ્હા૦ ૨. મારા મંનની મેં વાત તું આગળ કરી જો; તૂં માન વા ન માન મૂને ખરી જો—વ્હા૦ ૩. સઘળી વાતમાં સફાઇથી તૂં ના ભણે જો; મન કેહ કેમ ચિત્તમાં ન ચણચણે જો—વ્હા૦ ૪. એ તો કુદરતી વાત નહીં ગાંઠની જો; નહીં જાણતી લગાર તે લાંઠની જો—વ્હા૦ ૫. નથી આવતો જરાએ ક્રોધ તૂં વિશે જો; જેને ક્રોધ તૂં કેહે તે ભુંડો શોક છે જો—વ્હા૦ ૬. મારા પર છે ઘણું વ્હાલ તારૂં ખરે જો; તારૂં મ્હોડું કરમાય દેખિ દુઃખીને જો—વ્હા૦ ૭. મને ધિક્ક કે હું દેખું મ્હોડું આકરૂં જો; કરજે માફ હવે તેવું કદી ના કરૂં જો—વ્હા ૮. નથી વ્હાલ તારૂં એમ વળી ના કહૂં જો; બોલિશ તેટલૂં હૂં સંધુ ધીરે સહૂં જો—વ્હા૦ ૯. ગણે જો તું સુને ભા-

ઈ તારો ભુલે જો; તો તો આપ ઉત્તર મૂજને મન મોક-જો જો—વ્હા૦ ૧૦. કંઇ વાતમાં દિલાસો તારે જોઇએ જો; કુરજે એવું માગિ લેશે કે ના રોઈએ જો—વ્હા૦ ૧૧.

## કજોડાની ફજેતી.—એક ગોપીનું બોલવું.

### જારીનો રંગ નેં નીતીનો ભંગ.

(ગરબી.)

નંદકુમાર, પૂરી હવે હું હારીરે. ટેક. ભલાભલાને મા-ર્યાં મેં મોહ બાણ જો, જોબન ઝાડ મદમદને બહુ ઝૂમતું; રૂપગૂણમાં વળિ ઝાંખા પડે શશિ ભાણ જો, નંદકુમાર. ૧. ઘણાઘણાની લેશ ન ચાલી હામ જો, ફુલ ફળ તોડી હલકી કરવા મૂજને; સુખકુંજ જોતાં મુરછા ખાએ ગામ જો, નંદ૦ ૨. પણિએત પીટચો સેજે તૃપત બહુ થાયજો, ચાખ્યૂં નહીં કો સંસારી સૂખડું; યોગ્ય પુરૂપને તંન મન ધાવા જાયજો, નંદ૦ ૩. બળી બળી રહીને દર્શું વડિલને ગાળજો, જેનૂં કાજ રૂડું તે તેથીજ થાયરે; ઘણું શું કહું ઓ પ્રભુજી સુખડું આલજો, નંદ૦ ૪. જાણું છૂં જે મુજ વ્યભિચારી કાજજો, પારસસંગ કેમે કથિર નહીં છાજશે; પુરવ જનમના પુણ્યથી નિરખ્યા આજજો, નંદ૦ ૫. કામ-ણગારાં કારમાં કામી બાણજો, ભેદયાં તે હૈયે મારે કાનુડે; રોમ રોમ પીડે પ્રેમી અનંગ અંગ જાણજો, નંદ૦ ૬. સુરત ચતુરના પ્રેમી ઘણા વીલાસજો, શું ગાઉં ગૂણ મુરલીધર મોહનના; અનેક રંગે મારી ઘણી પુરી આસજો, નંદ૦ ૭. જારી પ્રીતપણ સેવુંછૂં પ્રભુ કાન જો, અંબર પુરૂષ મારે

મંન ભાઈ બાપરે; અવિચળ સંગે ધર તું મને વ્રજભાણ જો, નંદ૦ ૮.

## જારભાવની પ્રીતીનો ધિક્કાર.

(ગરબી.)

ધીક ધીક રે પ્રીતડિ જાર, વંઠી દેહ ગવાંર; હાય હાય રે વચની નાર, વંઠી દેહ ગવાંર. ટેક. કામિની અગની આગળ ટકવા, મેં ભિંડી બહૂ હામરે; મધુરા રસનિ ને મરુગા નેની, જૂ ચોંહોંઠી મુજ ચામ. વંઠી૦ ૧. પ્રીત પતંગ દિપસંગ કરંતો, ઝંપલાવે તે અજાણરે; તેમ મેં નારીનેહ ન જાણ્યો, કાટે કરી તન હાણ. વંઠી૦ ૨. ભ્રમર મીન તે સ્વારથે અંધા, ગંધરસથી ખૂએ પ્રાણરે; શબ્દ સ્પર્શ મારે હરણ હાથિને, ત્રિયા લેઈ વીર્ય દાણ. વંઠી૦ ૩. મોહિનિના મોહ કોલ કરારપર, રહ્યો ભરુસે આઠ જામરે; રતિ વિલાસના ભોગ કરંતાં, ભૂલ્યો ભૂધર રામ. વંઠી૦ ૪. તન મન ધન તે રૂપ ગુણ પૈસો, લોભાવે નરનારરે; એક બીજાને ભાવતાં ભાળી તનમનધને કરે જાર. વંઠી૦ ૫. જાર આણેછે તનમનધનનો, વેહલો વળી અંતકાળરે; અંતની સાથે જમના દૂતો, જીવ નાખે નર્કનાળ. વંઠી૦ ૬. ક્ષણભંગુર આ દેહ ધરીને, કરચૂં વિષયવિષપાનરે; ખોટા થોડા મોહી સુખમાં, નીતિતણૂં નહીં માન. વંઠી૦ ૭. જાર તણા બહુ અધમ પાપથી, થાય સુકૃતનો નાશરે; અહિં તહિં સુખ નહિં પામે પ્રાણી, કહે નરમદ બ્રહ્મદાસ. વંઠી૦ ૮.

## જુદાઈનાં દરદની દવા.

(ગરબી.)

પ્રીતી તીરે વીંધાયાં મંન, ઓ દરદી દૂખીઆં; રૂઝે ઘા નહીં ખરચે ધંન, થવાએ ન સૂખીઆં—૧. ઘા તે પૂરો રૂઝાએ વ્હેલ, પ્રેમી મળે તાહરે; તોએ ઓસડ દાખવું સ્હેલ, થોડું દૂખ વીસરે—૨. પરતંત્ર હોએ જે કાંમ, તેમાં હાથ ઘાલવો; રહી એકાંતે નિજ ધામ, નહીં કાળ ગાળવો—૩. રેહેવું એકાંતમાં મન થાય, વાંચો દરદી ગ્રંથને; પછી બીજા જો વંચાય, વાંચો રાખી ખંતને—૪. મિત્ર પાસ કરો વળી વાત, રડી છાતી ખોલવી; કથા વેરાગની નીત રાત, સૂતી વેળા સૂણવી—૫. કરો મુસાફરી ધન હોય, નહીં તો ગામ પાદરે; જુઓ વન તરૂ પર્વત સોય, નદી દરીઓ ખરે—૬. વળી આકાશ ગંભીરમાંહે, મેળાવી દો મનને; જુવો પખી બોલતાં જાંહે, સુણો મીઠાં ગાંનને—૭. જગનો જાણીને નીમજ એમ, ધીરાં પડો સમજણે; હોય સરજીત તે ટળે કેમ, માટે મૂકો શોકને—૮. મ્હારી વાત કહું હું નર્મ, વ્હાલા વીનાનો દુખી; ઉભરે કહાઢી દીલોના મર્મ, મથૂંછૂ થવા સુખી—૯.

---

## માનીતા આશકનો બીજા આશક ઉપર ધિક્કાર.

(ઓખાહરણનો ઢાળ.)

કાં ઓ મૂરખ આશક ઘેલા, મારી પ્યારીને પાછે વેલા; તારા ઉપર તેનો પ્યાર, નથિ અંદર બ્હાર લગાર—૧. કરે

વાત તૂં તેની સંગે, જે જે તજવીજો ઉમંગે; મારી પ્યારી ક-હે સહુ મૂને, તેની જાણ નથી કંઈ તૂને—૨. મને આવે છે હસવૂં ભારે, કેવી મુરખાઈ તે છે આ રે; કરે ફોગટ કાં ઘેલાઈ, અંધ કાંહાં ગઈ ચતુરાઈ—૩. અરા પ્યારનિ એ ન નિશાની, તારો રૂપિયો ને તેની ન આની; પ્રીત એક ત-રફી ના હોએ, બેની હોયજ તારે સોએ—૪. કરે મોટાઇ સારૂ પ્રીત, પણ એ નહિં સાચી રીત; હસવાનેસારૂ નથી પ્રીત, તે છે રડવાસારૂ ખચીત—૫. તું તો લવેછે હેતજ તારૂં, નથી જોતો તેનું કેવૂં વારૂ; કરે જોર જુલુમ તૂં ભા-રી, તેમાં હાસ્યો છ ને જૈરા હારી—૬. મીઠું મીઠું બોલી ફોસલાવે, દ્રવ્ય આપે પરંતુ ન ફાવે; તું તો તેને જરા નવ ભાવે, દયા સાચે મને તો આવે—૭. જેમ તારિ વધે તજ વીજ, તૂં આતુર થાય અતીસ; પેલી ઉપરથી સહુ સાંખે, દિલ રીસે ધિક્કાર જ નાખે—૮. તૂંથી આડૂં જે જોતૂં હોએ, તેના સામું જરૂર તું જોએ; હાથ તરછોડે જે તારો, તેનો જોરેં તું પકડે ગાંડો—૯. મળ્યું મંન તે કેમ કેવાએ, જારે એકલું તારૂં જણાએ; મૂરજી ઉપર થઇને વળગે, મારી પ્યારીનું પેટજ સળગે—૧૦. લુચ્ચા બેન કહી જા-રૂ જાચે, મને સમજાવી તૂં રાચે; વ્રતવાળીનું વ્રત તોડાવે, ઝાઝું કરગરતાં ના ફાવે—૧૧. ફરતું બંધ જ જેનૂં લોહી, ઝટ થાએરે તૂને જોઈ; થાએ સડક જ હેબકથી જે, જાએ ધોળી પડી કુમળી જે—૧૨. એવી સાથે ધછે જુલમી જારૂં, કેમ પાકી ન જાએ મારૂં; તારે ભાએગે હૂં નથી જોતો, બાકી વેલો કરૂં તુને રોતો—૧૩. તારી સગલીની

મરજી ન હોયે, અરિશ્યાએ તે જોએ તોએ; મુજ પ્યારીને બહુ તું સતાવે, કેમ મોત ન તારૂં આવે—૧૪. હજી સમજીને પીછો છોડ, શોધ પાછી નીતીની સોડ; નહીં તો અંતે થશે પસતાવો, રેસ લાવી હણે તે ડ્હાવો—૧૫.

## પ્રીતિ બંધાવામાં જાત રૂપ વગેરે સરખાં હોવાં જોઈએ એવું કંઈ નથી.

જાત રંગ ને રૂપ ન મળતાં, તારે શેના ઉઠે અંગ બળતાં; નથી મારામાં કંઈ એવું, પ્યારી લલચાઈ આવે તેવું. ૧. છઉં ઝેરી હું કાળો સાપ, માટે સમજીને કરજે માફ; શુદ્ધ કોઠો હું કેમ બગાડૂં, કેમ લાગ્યું તુને બહુ ગાંડૂં. ૨. ઘણી હમણાં ખરે હરખાશે, પછી પસ્તાવો નકિ થાશે; કદી અંમૃત લાગું હું તુને, પછી જાણીશ ઝેરજ મૂને. ૩. તૂં લાયક હૂં નથી રંક, ખરૂં કહૂંછું તું માન નિશંક; હૂ કાગડો ને તૂં હંસા, કરે જીવની કાં વળી હંસા. ૪. કરવું કાંમ તે જોઈ વિચારી, જેથી થાય ટોટો નહીં ભારી; થતાં સાહસ કરવે પ્રીત, બેને મરવું પડેજ ખચીત. ૫. તુંતો ડાહપણ માં છે પૂરી, ઘાલ મ્યાનમાં તારી છૂરી; બહુ પાપ થાએ જે એથી, અણવાકેફ તૂં નહીં તેથી. ૬. કટુ લાગસે મારો બોલ, સારાસાર વિવેકથી તોળ; હવે સમજી સાવધ થારે, પાડ જુરસો નરમ ઝટ ણા રે. ૭.

## પ્રીતી થવાનાં કારણો.

મારી પ્રીતી વિશે શક લાવે, તેમાં તારી કેવી તે બતાવે; શું વત્તું તારીમાં હોયે, શું ઓછૂં મારીમાં જોયે. ૧. ઘેલી

વેલી કહીદે સાચ્ચૂં, વ્હાલ મારૂં દેખે કેમ કાચ્ચૂં; ગમે તૂને નહીં મુજ ડાચ્ચૂં, તોયે તુને દેખી હૂં રાચ્ચૂં. ૨. દુઃખી દેખી દયાએ મોહી, કે તેં મારી ચતુરાઈ જોઈ; ભુંડી ડાહપણથી લલચાઈ, યશ વિદ્યા ગુણે ભોળવાઈ. ૩. શૂં રૂપથકી થઈ રાજી, દ્રવ્યભૂષ્ણથી માંડતી બાજી; ઈચ્છે સંભોગને તૂં ચરસે, કે સંતાનસાર તરસે. ૪. માત્ર સંભોગ હોયે પ્યારો, તો થાઉં કદી નહીં તારો; હોયે બીજાજ તારો વ્હારો, પ્રેમ મૂલીયૂં આજ જ બાળો. ૫. પ્રીતિ કરતાં જે થાયે ઘેલી, તે તો થાકી જાયે વળી વેહેલી; પ્રીતી જમતાં જે નહીં ધીરી, તેને લેવી પડે કાળી જીરી. ૬. મેંતો હઈઆમાં તૂને રાખી, ઘડીયે ઘડીયે કરૂં તુજ ઝાંખી; રહી ઘેલાઈમાં નહીં બાકી, મેં તો મતી મુજ ફીંચી ઝાંખી. ૭. તારૂં હેત કદી સાચ્ચું હોયે, મારી આંખ ન તેવૂં જોયે; થયે મરજી તૂં ખાતરી કરજે, નહિં તો દીલથી ઈચ્છા તજજે. ૮.

---

## * કામદેવનાં મોહોટાં પરાક્રમ વિષે.

(૫૬—કટાવ.)

ગોપીયો ખેંચાઈ હરિનીભણી તે; વાંસલડી સુણી તે. ટેક. શરદ પૂનેમી, રૂડી રાત્રિયે, ખિલી ચંદની, મનમોહન શ્રી કૃષ્ણચંદની, કામણગારી; કામોદયની કલીંખીજની, સુણી વાંસળી, ખસી પાંસળી, ફુલી કાંચળી, દ્રવી ગલીછે, ભુલી ભલી છે, બુદ્ધી જોરી, વ્રજની નારી, ગોપસુંદરી, તને મરી છે, મને હરી છે, તજી ટેકને, ગઈ છેક છે, પ્રેમ

ધૂરી, વ્રેહે પૂરી, તેથી શૂરી, બની બાવરી, થઈ ગાભરી, વળી આકળી, કેટલીક તો, હતી દોહતી, મુકી દોહવું, કેટલીક તો ચુલે મુકેલાં, દૂધ ઘંસ તે, વણ ઊતારે, કેટલીક તો, પીરસવાનું, વાળુ કરવૂં, રેવા દઈને, કેટલીક તો, ધવાડવાનું, બાળક સહુને, રોતાં મેલી, કેટલીક તો, સ્વામી સેવા, પડતી મૂકી, કેટલીક તો, તજી લીપવું, વળી સાજવું, પાથરવાનું, કેટલીક તો, અડધી નાહી, અડધી કોરી, કેટલીક તો, આંખ આંજતી, અધવચ્ચ ઊઠી, કેટલીક તો, વસ્ત્ર ઘરેણાં, ક્હીંનાં ક્હીં ને, આડાં ઊભાં, અવળાં સવળાં, પેરી કરીને, કેટલીક તો, ભર ઉંઘમાંથી, ઊઠી જાગી, અડધી નાગી, એ પરમાણે, સહૂ જુવતી, ઘર ઘરધંધો, નિરાંનો સંધો, પિતા પુત્ર પતિ, બેન માતને, કુટંબ ઠેલી, પડતાં મેલી, પડતી પડતી, ધસી દોડતી, ચીર ઓઢતી, ચંદ ચોડતી, વાટે મળતા જન તરછોડી, વાડો તોડી, જાણે દોડી, વ્રેહી ઘોડી, રાગમસ્ત તે, હરિણી પેરે, જઈ પોંચી ને, છક થઈ રહિ જ્હાં,—મધુ વન શોભિત, ચાંદરણે તે, થયૂં ઘણૂં છે, મુરલીધુન તે, મચી રહી છે, મૂળપુરૂષની, મુરલીધરની, ઉભો રહ્યો જે, નટવર વેશે, બની ઠનીને, બહુ ફાંકડો વળી વાંકડો, રસિયો નાગર, ગુણનો સાગર, મદન જ જાતે, મનનો મ્હેરમ, સામળીયો શ્રી કૃષ્ણ ખરો ધણી તે; વાંસલડી સુણિ તે; ગોપીઓ ખેંચાઈ હરિની ભણી તે. ૧.

---

## નવી પ્રીતીની અસર.

(૫૬.)

વાહાલી તેં ઘેલો કીધોરે, પ્રીત જુવંતી. ટેક. ભણવું ગણવું રળવું સીધૂં, છોડી મેં તો સહુ દીધૂં, તારૂંજ નામ લીધૂંરે. પ્રીત જુ૦ ૧. સંસારને હૂં ભૂલ્યો, પ્રીતડી રસે ફૂલ્યો, નીહાળી મુખડું ઝૂલ્યોરે. પ્રીત જુ૦ ૨. આ હરિ સમરણનું ટાણૂં, વિચારો નહીં આણૂં, પ્રીતીનુંજ સુખ દુખ જાણૂંરે. પ્રીત જુ૦ ૩. નારી પ્રીતીનો ફરસો, સ્વામી ધર છાતી મરસો, નથી કંઈ મારગ નરસોરે. પ્રીત જુ૦ ૪. પ્રીતીની આવે લેરી, નરમ અંગ કેરી, ગુલાબી જાયા ઘેરીરે. પ્રીત જુ૦ ૫.

## વહુને વર મનાવેછે ૧.

અરધાંગે છળ દીધોરે, કામિનિ મારી. ટેક. શાસાર પ્રીતી છોડી, રહ્યોછું હાથ જોડી, નથી કંઈ મરજી તોડીરે. કામિ૦ ૧. જે જે ઇછિયૂં તે આપ્યૂં, તન મન ધન સહૂ સાંપ્યૂં, તોએ તેં હેત કાપ્યૂંરે. કામિ૦ ૨. કેહેની કેમ લાગ્યો કડવો, પ્રીતીવના છું અડવો, ધાર્યું શું કરવા ગંડવોરે. કામિ૦ ૩. તું સમજે છે સારી નીતી, તજીદે જારી રીતી, વરસાવજે મુજપર પ્રીતીરે. કામિ૦ ૪.

## વહુને વર મનાવેછે ૨.

પ્રીતીમાં પાછો લેનીરે, નારી તું ઘેલી. ટેક. નથી મેં કીધી ડાબી, નથિજ કોઈની ડાબી, રૂઠી છે કાં તું બાબી

રે. નારી૦ ૧. મિથ્યા જિવ સોચે બાળે; પીડે કાં મને આ-ળે, વાલીને પ્રીત પાળેરે. નારી૦ ૨. સાચીજ પ્રીતી તારી, હાંસી રાખ હૈયે ભારી, બોલુંછું વાચા સારીરે. નારી૦ ૩. નરમ સ્વામી વિનવે, મુકીને માન મનવે; પ્રીતમ પાછો બનવેરે. નારી૦ ૪.

## વાહાલી સ્ત્રીનો વિજોગ.

વીજોગી બાણો વાગ્યાંરે, રંગિલી પ્યારી. ટેક. દરસાવ્યું કદિ નહિ આલી, અડેલું મુખડું વાહાલી, હસતી મ્હેં નિત નીહાળીરે. રંગિલી૦ ૧. ચાતુરી રૂપ રસ બાજું; દેખી હું અદકો દાઝું, પ્રીતી દુખ દોહલું ઝાઝુંરે. રંગિલી૦ ૨. નિત નિત જોઇને ઠરતો, ગુણનો તો બહુ પરતો, તારૂંજ ધ્યાન ધરતોરે. રંગિલી૦ ૩. કી પ્રીતીની બાંજી માંડું, ખોળે કોને જઈ લાડું, કાંહાં હું ઉભરો કાડુંરે. રંગિલી૦ ૪. મૃત્યુ આવે તે ગાડું, પ્રીતીથી છુટવું માઠું, પાસેથી સુખડું નાઠુંરે. રંગિલી૦ ૫. રડિરડિને આંસૂ પોણ, દીલાસા કાંહાં જોઉં, શરીરનું નૂર ખોઉંરે. રંગિલી૦ ૬. આવ આવ હું તને ચાંપૂં; રસાળી સુંદર બાપૂ, જિવને શા કંપ આપુંરે. રંગિલી૦ ૭. પ્યારી તું વેહેલી વળજે, હેડે સ્વામી દુખ ધરજે, નરમને સુખડું કરજેરે. રંગિલી૦ ૮.

## ઉંમરે આવેલી સ્ત્રી સ્વામીને કાગળ લખેછે.

વાલીડા વેલા આવોરે, પ્રીતમ પ્યારા. ટેક. દુખ વી-જોગી વિનતા કેવું, ઘણું શું મારે કેવું, જાણોછો દેવું લેવુંરે.

પ્રીતમ૦ ૧. જાણીતો વ્રેહ દુખ જાણે, પીઊ નહીં પાસે ટાણે, સ્વામી તું સંજોગ આણેરે. પ્રીતમ૦ ૨. ચમક લોહને જોએ, મળેથી બંને સોએ, શોભા શી ગાઉં સોડેરે. પ્રીતમ૦ ૩. સંસારી કામ ન મૂકે, અનંગ અંગ મૂકે, પીઉ બીન કો દુખ બૂજેરે. પ્રીતમ૦ ૪. રૂપાળા ગૂણી સ્વામી, સુકાએ છોડ કામી, પાણી તું સીપની નામીરે. પ્રીતમ૦ ૫. અવસર આ જો ખોએ, પ્રીતી નહીં મારી જોએ, પછી તું ભારી રોએરે. પ્રીતમ૦ ૬. વિનવેછે શાણી વિનતા, પામીશ નહીં બીનતા, વાણી છે પ્રીતી દીનતારે. પ્રીતમ૦ ૭. પીવા પાણી ન રેહેજે, પાવા પાણી તું વળજે, વીલાસ ભોગ કરજેરે. પ્રીતમ૦ ૮.

## વિજોગી સ્ત્રીનો સંદેશો.

(૫૬.)

મેરે દીલોજાન રે, અબ જાતાહે જી જાન રે; ભેજદે તેરે નેનકું પ્રીતંમ—ઓ દીલોજાન રે. ટેક. મૂરત તેરી માધુરી, ઔર પ્રેમ ઝરંતે નેન; મંદ મુસકાતા મુહકેકારન, જલતીહો દિનરેનરે પ્રીતંમ—ઓ દીલો૦ ૧. બાહર વેસોઈ અંતરે, તૂં અચ્છી બડી ગુનખાન; જાનજીગર મુસેં દૂર રહત ક્યૌં, તૂં બીન હૌં હેરાનરે પ્રીતંમ—ઓ દીલો૦ ૨. દર્દ જુદાઈ જાલમી, કુછ ઓખદ લગત ન ઔર; માશુકમીલન ઘનકે પ્યાસે, ચાતક બૈપયે મોરરે પ્રીતંમ—ઓ દીલો૦ ૩. કમલ ચહતહે સૂરકૂં, ઔર ચન્દા ચહતહે ચકોર;

જલ બિન તલપત મીન મેં, મત તોડ કલેજેકી ડોર રે પ્રીતંમ—ઓ દીલો૦ ૪. નર્મદાપર ધર્મદ કહૈ, તું લાલ અનંત મેરે લાલ; શ્યામતલક આયા ન કબૂ તૂં, મુહ ન દેખેગા કલરે પ્રીતંમ—ઓ દીલો૦ ૫.

---

## નાયકે પોતાનો પ્યાર કબૂલ કીધો.

(હોરી.)

રસીલી રસ પાય તૂં આજે. ટેક. માહારૂં અને તારૂં મીઠડું લોહી, ડાહ્યું ઘણું ખુની લાજે; કેમેકરી લખી અવધ ન ખૂટે, લીલા કુંજ રોજરજ દાઝે, આજે પ્યારી વરસાદ ગાજે. રસી૦ ૧. ડાહાપણથી ચતુરાઈ ચલાવી, મૂને કમી જોવાકાજે; અધિરિ ઉતાવળિ તોપણ પૂરી, પોંચેલી ખરી નીજ કાજે, આજે વાજાં હરખનાં વાજે. રસી૦ ૨. ધીરી પડી હવે હારી હરાવી, મંદ હસંતી તૂ રાજે; મારૂં સુણે પણ તારૂં ન કેહે, ન ટેક પોતાતણો ભાંજે; આજે સ્વારી કરી રસરાજે. રસી૦ ૩. ધન નરમદ મને નક્કી છે, ડાહી ચિરી થઈ ધરાજે; ટાળી જુદાઈ સગાઈ કરી તેં, સદા સુખી રંગીલી થાજે, આજે મેર કરી જગરાજે. રસીલી૦ ૪.

---

પ્રીતમ૦ ૧. જાણીતો વ્રેહ દુઃખ જાણે, પીઉ નહીં પાસે ટાણે, સ્વામી તું સંજોગ આણેરે. પ્રીતમ૦ ૨. ચમક લોહને જોએ, મળેથી બંને સોએ, શોભા શી ગાઉં મોડેરે. પ્રીતમ૦ ૩. સંસારી કામ ન મૂઝે, અનંગ અંગ મૂઝે, પીઉ ખીન કો દુઃખ બૂજેરે. પ્રીતમ૦ ૪. રૂપાળા ગૂણી સ્વામી, સુકાએ છોડ કામી, પાણી તું સીપની નામીરે. પ્રીતમ૦ ૫. અવસર આ જો ખોએ, પ્રીતી નહીં મારી જોએ, પછી તું ભારી રોએરે. પ્રીતમ૦ ૬. વિનવેછે શાણી વિનતા, પામીશ નહીં ખીનતા, વાણી છે પ્રીતી દીનતારે. પ્રીતમ૦ ૭. પીવા પાણી ન રેહેજે, પાવા પાણી તું વળજે, વીલાસ ભોગ કરજેરે. પ્રીતમ૦ ૮.

## વિજોગી સ્ત્રીનો સંદેશો.

(૫૬.)

મેરે દીલોજાન રે, અબ જાતાહે જી જાન રે; ભેજદે તેરે નેનકું પ્રીતંમ—ઓ દીલોજાન રે. ટેક. મૂરત તેરી માધુરી, ઔર પ્રેમ ઝરંતે નેન; મંદ મુસકાતા મુહકેકારન, જલતીહોં દિનરેનરે પ્રીતંમ—ઓ દીલો૦ ૧. બાહર વેસોઈ અંતરે, તૂં અચ્છી બડી ગુનખાન; જાનજીગર મુસે દૂર રહત ક્યોં, તૂં બીન હોં હેરાનરે પ્રીતંમ—ઓ દીલો૦ ૨. દર્દ જુદાઈ જાલમી, કુછ ઓખદ લગત ન ઔર; માશુકમીલન ઘનકે પ્યાસે, ચાતક બૈપેય મોરરે પ્રીતંમ—ઓ દીલો૦ ૩. કમલ ચહતહે સૂરકૂં, ઔર ચન્દા ચહતહે ચકોર;

જલ બિન તલંપત મીન મેં, મત તોડ કલેજેકી કોર રે પ્રીતંમ—ઓ દીલો૦ ૪. નર્મદાપર ધર્મદ કયોં, તું લાલ બનત મેરે લાલ; શ્યામતલક આયા ન કખૂ તૂં, મુહ ન દેખેગા કલેરે પ્રીતંમ—ઓ દીલો૦ ૫."

---

## આશુકે પોતાનો પ્યાર કબૂલ કીધો.

(હોરી.)

રસીલી રસ પાય તૂં આજે. ટેક. માહારૂં અને તારૂં મીઠડું લોહી, ડાસ્યું ઘણૂં ખુની લાજે; કેમેકરી લખી અવધ ન ખૂટે, લીલી કુંજ રોજજ દાઝે, આજે પ્યારી વરસાદ ગાજે. રસી૦ ૧. ડાહાપણથી ચતુરાઈ ચલાવી, મૂને કસી જોવાકાજે; અચિરિ ઉતાવળિ તોપણ પૂરી, પોંચેલી ખરી નીજ કાજે, આજે વાજાં હરખનાં વાજે. રસી૦ ૨. ધીરી પડી હવે હારી હરાવી, મંદ હસંતી તૂં રાજે; મારૂં સુણે પણ તારૂં ન કેહે, ન ટેક પોતાતણો ભાંજે; આજે રવારી કરી રસરાજે. રસી૦ ૩. ધન નરમૂદ મને નક્કી છે, ડાહી ચિરી થઈ વરાજે; ટાળી જુદાઈ સગાઈ કરી તેં, સદા મૂખી રંગીલી થાજે, આજે મેર કરી જગરાજે. રસીલી૦ ૪.

---

## જે દોસ્તથી ગુણ થાય તે દોસ્તને કદી ન છોડવાવિષે.

(ઠુમરી—રાગ ભૈરવી.)

રે સૈયાં મે સંગી રેહૂંગી; તોકૂં કબહુ ના છોડૂં; ખૂબ બની મનરંગી. રે મેં સંગી॰ સૈયાં॰. ટેક. નીતી સુધા પીલાઈરે ઔર પીલાઈ બ્રહ્મચરમકી; કરમકી તો ગત ન્યારી રે ન્યારી કીસીકી નહિં કુછ રેહ તંગી. રે મેં સંગી રેહૂંગી. સૈયાં॰ ૧.

---

## પ્રીતીવિયોગ.

(દોહરા.)

પ્રીતીમય સહુ જગતમાં, જાત જાતનાં ક્ષેત્ર;
ફુલ ફળ તરુ અદકાં ઘણાં, ભાત ભાતનાં વેત્ર. ૧.
કો અંમૃત કો ઝેરિ કો, વિધ વિધ ભેળી સોય;
પ્રીતિ બીજ ઈશ્વરથકી, કેળવણી અહિં હોય. ૨.
અંમૃત પ્રીતી વર્ગમાં, ઘણી જાતની પ્રીત;
પણ તેમાં વિદ્વાનની, તેની ન્યારી રીત. ૩.
એકજ શાળામાં ભણ્યા, એક વૃત્તિના સાજ;
એક સંપમાં મિત્ર સહુ, દેશહીતને કાજ. ૪.
દેશ જાત પણ એક ને, એક શિવાજી રોજ; *
તેમાં ઘડિ જે જોબને, તે મૈત્રીનો બોજ. ૫.
સરખા ગુણના બહુ દિસે, પણ મૈત્રી નહિં સોય;
અંતર મૈત્રી કારણે, વિરલૂં બી બહુ હોય. ૬.

સજ્જન મૈત્રી પ્રીતમાં, સાંભળતાં વીજોગ;
અંતર દુખડાં નીપજે, ક્હારે રે સંજોગ. ૭.
તન મન ધન નિશ દિન વહે, શૂભ કાજનો ભાર;
ઉલટભેર બહુ દાજથી, કરે યત્ન સહુ સાર. ૮.
એવા પ્રિય સજ્જન જતે, કોને નહિરે શોક;
દલગીરી ઉરમાં ઘણી, શું કહિયે ઓ લોક. ૯.

(ઝુંજગી.)

વળી જો રૂડા મિત્ર જાવાથકીરે,
ઘણી લોકને ગણ આંહીં નકીરે;
પરંતુ નહીં ગણ તો દેશનેરે,
જશે જ્હાં થશે ત્હાં સહૂ શૂભ જેરે. ૧૦.

(દોહરા.)

સજ્જન મહિપત સૂણજે, દિલોજાનની વાણ;
જ્હાં જાયે ત્હાં ખોદજે, સુધારાની ખાણ. ૧૧.
જેમ થાય અંતર અધિક, પ્રીત વધાર વધાર;
ભૂમિતિ એહિ અનંતમાં, ગુણ ઉત્તર બહુ ધાર. ૧૨.
અમને પ્રિય સંભારજે, કરજે શુભની જાણ;
અવકાશે કાગળ લખી, ભણજે મધુરી વાણ. ૧૩.
ઇશ્વર તુજ રક્ષણ કરો, ધન યશથી ભરપૂર;
એ આશિષ અમ સર્વેનો, જય જય કર તું શૂર. ૧૪

(ચોપાઈ.)

ખિમડિયેથી દુર ગાઉ સાત, થાનક વજરાંબાઈ માત;
શાન રમ્ય ડુંગર છે જ્યાંહ, આણ કરે માતાની ત્યાંહ. ૫.
જાગતિ દેવી પરતો સાચ, કેયે નહીં રચાલો રાચ;
અગિયાર મહિના છે વેરાન, ચૈતરમાં ધરે તે માન. ૬.
અઘોર ને જંગલમાં જાણ, વાઘ વરૂ સંહિની એંધાણ;
નહિં ત્હાં દીસે માનવરૂપ, માતા છે તે અવનીભૂપ. ૭.
તડકો તીવ ને કારો ત્હાડ, વરસાદે ભર્યા રેહ ખાડ;
એવો છે કુલનો મહિમાય, ત્હાં એકલ નવ માનવ જાય. ૮.
તપસીનું તે વ્હાલું ધામ, કરે તપ જોગી આઠે જામ;
ઇંદ્રિજીતને નહિ કંઈ ભાન, ગાય સદા ગોવિંદનાં ગાન. ૯.
એક સમે કહું ફાગણમાં, છૂટ્યો બહુ વાયૂ વનમાં;
થઈ તેથી શોકાતુર હાણ, તતણિ જાણ કહે આ ટાણ. ૧૦.

(દોહરા.)

સેવક બ્રાહ્મણ દેવિનો, સહિત પુત્રિ ર્‌હાં જેહ;
સમય જોઇ પૂજન કરી, ગુરૂ ગુપ્ત તે ગેહ. ૧૧.
ખુટો પુજાપો જાણિને, પુત્રી તેડી પાસ;
કહ્યું જા બેની ભીમડી, લાવ પુજાપો ખાસ. ૧૨.
થયું અસુર આજે ઘણું, જજે પરોઢ કાલ;
પરમ હિયે તું આવજે, સાવધ રે મુજ વ્હાલ. ૧૩.

(દોધક વૃત્ત.)

સાંભળિ હૂકમ રાચિ ઘણી રે,
તર્તજ બાલ તયાર બની રે;
બાપુજિ સાવધ ભારિ રહોજો,
ઘોર ઘણે વગડે તમ જોજો. ૧૪.
ફીકર મારિ નહીં ધર બાપા,
વેલિજ લેઇ હું આવિશ આપા;
એમ કહી લલિતા તરુણીરે,
દોડિ ગઈ રમતી હરણીરે. ૧૫.

(હરિગીત વૃત્ત.)

બહૂ ઉદ્યમે ચપળ આશથી, ચાંપાવરણી ચાલતી;
કસબે જઇને લઇ પુજાપો, વળવૂં પાછું ધારતી. ૧૬.
વીસામો લઇ ભોજન જરિ તે, કરી વિચારે જેટલે;
આજે જો માતા વળી જાઉં, બાપો હરખે તેટલે. ૧૭.

(દોહરા.)

ઉમેદ હોંસ ભરી બહૂ, રમઝમ કરતી જાય;
પળ પછિ આફત આવશે, તે નહિં જાણે કાંય. ૧૮.

(ચરચરી વૃત્ત.)

ઓ ભયંકર ભમર બહુ, વાળ્યા કાંઉરે સહુ,
ઝટ ઝટ ઝટ થયું શું કહું, દશ દિશ અંધાર છે;
સરરર સપાટા બંધ, ધરરરરર નાશકંદ,
વળ વમળ વંટોળઝુંડ, નૂકસાનકાર છે.
ઝટ ફટ ફટ ખટ ખટ ધટ, તટ થટ ધટ પટ પટ ફટ,
ભટ ભટ રટ સટ સટ સટ, તડ ધડ ભડ શોર છે;
તરુ ગિર જનાવર અવર, જીવજંત અવલ નવલ,
સવલ-બલ કરિ અવલ-બલ, હણે વાતોર છે. ૧૯.

(હરિગીત વૃત્ત.)

મિનિટ પછી દળવાએ શૂરા, ઝટ ઝપાટે તાકિર;
દોડાવી બહુ તે ન્હાનીને, વમળે પાડી નાખિરે. ૨૦.
ઉપરથકી તરુ પ્હાણ ને ધૂળ, પડે સડાસડ ભારિરે;
એકદંમ ગોરિ અબળા તે, નિર્દય વાએ મારિરે. ૨૧.
ક્હાં પડી ઘસેડાઈ ક્હાંરે, ન ઠામ ઠેકાણું મળે;
બનાવ ઈશ્વરિ હોએ આડો, ધાર્યું કાંઈ ના વળે. ૨૨.
મનનિ હોંસ મનમાં રહીને, અમૂઝણમાં તે મરી;
નિષ્કલંક ગુણ ગોરી બાળા, જઈ સ્વરગમાંહે ઠરી. ૨૩
દુઃખો કેવાં બાપાને તે, વિચારજો સહુ જન વઠી;
અંધ લાકડી હૂતી તે પણ, ઘડપણે ગઈ સામટી. ૨૪.

(દોહરા.)

વાયદાસર ન આવિ તે, તલપાપડ જિવ બાપ;
માનિ માતને માનતા, અનુષ્ઠાન બહુ જાપ. ૨૫.

બાપ ધિરજ રેહે નહીં, ચાલ્યો નિર્ભય વંન ;
બન્યો બનાવ નિરદય બહુ, ભાળી ઢાળ્યું તંન. ૨૬.
ઘડિ એક્ મૂર્છા વળી, બકે બાવરો બાપ ;
વજ્રેદિલ જોઈ દશા, લલિતા સુરતે આપ. ૨૭.
લલિતા લલિતા લવિ લવી, વંને શોધતો જાય ;
ઢગો પડ્યા જહાં સામટા, પગલાં ના દેખાય. ૨૮.
સવારથી સંધ્યાસુધી, રખડ્યો વન વિકરાળ ;
શોક પોકથી ગદગદિત, પણ નહિં લલિતા ભાળ. ૨૯
થાકે નિદ્રાવશ થઇ, સુનો ટેકરીપાસ ;
મધરાતે તે જંખને, ઝબ જાગ્યો નીરાસ. ૩૦.
ચિસ પચ્ચિસ બહુ કારમી, પાડી બહુ શુર ભેર ;
લલિતા લલિતા ગઈ ગઈ, થયો કારમો કેહેર. ૩૧.
તન મન ભાન ભુલી જઈ, શોકાવેશે જેહ ;
વનભયથી નિરભય હવો, દુખિઆરો દિન તેહ. ૩૨.
અતિ પરભાતે સામટો, ઉભરો છેલ્લો એક ;
નાખ્યો કાડી બ્રાહ્મણે, જવા સ્વરગમાં નેક. ૩૩.
પુત્ર પુત્રિ વિજોગ દુખ, અતી દોહ્યલાં હોય ;
પ્રીત પ્રીતની ગાંઠમાં, વળો વળોને જોય. ૩૪.
બ્રાહ્મણ કેરૂં જે રૂદન, બાણવજ્ર વીલાપ ;
તેતણું વર્ણવ શું કરૂં, પામું બહુ સંતાપ. ૩૫.

(લલિત વૃત્ત.)

વરસ તેરની, તું તરૂણિરે,
શશિર બાંધમાં, સારિ દીપિરે ;

(ચરચરી વૃત્ત.)

ઓ ભયંકર ભંમર બહુ, વાદળ કાળુંરે સહુ,
ઝટ ઝટ ઝટ થયું શું કહું, દશ દિશ અંધાર છે;
સરરર સપાટા બંદ, ધરરરરર નારાકંદ,
વળ વમળ વંટોળઝુંડ, નુકસાનકાર છે.
અટ કટ કટ ખટ ખટ ધટ, તટ થટ ધટ પટ પટ ફટ,
ભટ ભટ રટ સટ સટ સટ, તડ ધડ ભડ સોર છે;
તરુ ગિર જનાવર અવર, જીવજંત અવલ નવલ,
સવલ-બલ કરિ અવલ-બલ, હણે વાતોર છે. ૧૯.

(હરિગીત વૃત્ત.)

મિનિટ પછી દળવાએ શૂરા, ઝટ ઝપાટે તાકિરે;
દોડાવી બહુ તે ન્હાનીને, વમળે પાડી નાખિરે. ૨૦.
ઉપરથકી તરુ પ્હાણ ને ધૂળ, પડે સડાસડ ભારિરે;
એકદંમ ગોરિ અબળા તે, નિર્દય વાએ મારિરે. ૨૧.
ક્હાં પડી ઘસેડાઈ ક્હાંરે, ન ઠામ ઠેકાણું મળે;
બનાવ ઈશ્વરિ હોએ આડો, ધાર્યું કાંઈ ના વળે. ૨૨.
મનનિ હોંસ મનમાં રહીનિ, અમૂઝણમાં તે મરી;
નિષ્કલંક ગુણ ગોરી બાળા, જઈ સ્વરગમાંહે ઠરી. ૨૩
દુઃખો કેવાં બાપાને તે, વિચારજો સહુ જન વઢી;
અંધ લાકડી હૂતી તે પણ; ઘડપણે ગઈ સામટી. ૨૪.

(દોહરા.)

વાયદાસર ન આવિ તે, તલપાપડ જિવ બાપ;
માનિ માતને માનતા, અનુષ્ઠાન બહુ જાપ. ૨૫.

બાપ ધિરજ રેહે નહીં, ચાલ્યો નિર્ભય વંન;
બન્યો બનાવ નિરદય બહુ, ભાળી ઠાળ્યૂં તંન. ૨૬.
ઘડિ બેસ્યો સૂર્છા વળી, બકે બાવરો બાપ;
વજ્રેવિ જોઈ દશા, લલિતા સુજને આપ. ૨૭.
લલિતા લલિતા લવિ લવી, વને શોધતો જાય;
ઢગો પડ્યાં જહાં સામટા, પગલાં ના દેખાય. ૨૮.
સવારથી સંધ્યાસુધી, રખડ્યો વન વિકરાળ;
શોક પોકથી ગદગદિત, પણ નહિં લલિતા ભાળ. ૨૯.
થાકે નિદ્રાવશ થઈ, સુતો ટેકરીપાસ;
મધરાતે તે જંપને, ઝબ જાગ્યો નીરાસ. ૩૦.
ચિસ પચ્ચિસ બહુ કારમી, પાડી બહુ શુર ભેર;
લલિતા લલિતા ગઈ ગઈ, થયો કારમો કહેર. ૩૧.
તન મન ભાન ભુલી જઈ, શોકાવેશે જેહ;
વનભયથી નિરભય હવો, દુખિઆરો દિન તેહ. ૩૨.
અતિ પરભાતે સામટો, ઉભરો છેલ્લો એક;
નાખ્યો કાઢી બ્રાહ્મણે, જવા સ્વરગમાં નેક. ૩૩.
પુત્ર પુત્રિ વિજોગ દુખ, અતી દોહલાં હોય;
પ્રીત પ્રીતની ગાંઠમાં, વળો વળોને જોય. ૩૪.
બ્રાહ્મણ કેરૂં જે રૂદન, બાણવજ વીલાપ;
તેતણું વર્ણન શૂં કરૂં, પામૂં બહુ સંતાપ. ૩૫.

(લલિત વૃત્ત.)

વરસ તેરની, તૂં તરૂણિ રે,
શરિર બાંધમાં, સારિ, વીણિ રે;

સરૂપ સાનમાં, શી મણા કહૂં,
ફુટડું તુંસમૂં, ક્યાંઈ ના લહૂં. ૩૬.
દિકરિ ડાહિ તું, વીજળી સમી,
ગુણ પ્રકારાથી, વ્હાલને જમી;
વદન ગોરૂં લાંબૂં જરા વળી,
હરણિ નેનમાં કાળિ કીકલી. ૩૭.
સરખિ નાસિકા, શેવટે અણી,
ચળક દંત હીરાતણી કણી;
અધર તાહરો કૂમળો ખરે,
રસિક હીંગળોકી જ લાલરે. ૩૮.
ધનુષ આકૃતી ભંમરો દિસે,
ભમર કાળિ પાંપણ તો હસે;
અરર હાયરે હાય બેટડી,
મુખડું કાં નથી આપતી વડી. ૩૯.
શરિર નાજુકાઈ સહૂ ભલી,
પુતળિ વિક્રમી આસને વળી;
અતિસ ઊંફરે હૂતિ તાહરી,
ગતિ જુંડી થશે શી હવે હરી. ૪૦.
લલિત લક્ષણી લાડકી બની,
લલિતિને ઘણી લાલિ મૂખની;
મધુરિ મીઠિ લોલા બહૂ ભણી,
વનવિષે છતે સૂન્ન તૂં ધણી. ૪૧.
દળગિરીતણી હોળિ ફાગિ છે,
અરર પેટમાં લાહ્ય લાગિ છે;

સહજમાં ક્યમે છેતર્યો મ્હને,
મરણ વેળમાં ના દિઠી તને. ૪૨.
જોબન ફૂલ ઊગ્યું પુરૂં ન રે,
ખિલત દેખતાં તે ખર્યું ખરે;
બહુજ કારમી બેટિ બાપડી,
હિણ હરામિને તોડવે પડી. ૪૩
અરર શું અરે સ્વપ્ન ક્હેર રે,
અરર શું કહૂં દૈવ મારરે;
અઅઅ હાય અંઅં અ હાયરે,
અરર હાય બે——— ૪૪.

(દોહરા.)

એ રીતે પ્યારે પિડિત; મુકે નિસાસે શ્વાસ;
બંધ બોલતો બાપ થઇ, સુતો વને વણ શ્વાસ. ૪૫.
ઘડિ બેએ તે ફરિ વળી, થયો જાગતો જાણ;
ઘુંમ થઇ ગયલો બાપડો, વદે વિલાપી વાણ. ૪૬.

(લલિત વૃત્ત.)

અરર બેનિરે તારિ માતણો,
નથિ નથી કિધો શોક રે હું ઘણો;
ગુજરિ તે વહૂ મેં ન જાણિરે,
નિરખિ તુજને સૂખ માનિરે. ૪૭.
કળિ ગુલાબ ને મોગરાતણી,
અરિપડી તુટી વાયુએ હણી;
રૂપ સુગંધ જે પારિજાતનાં,
ફૂલ બકૂલનાં પોર એકનાં. ૪૮.

સરૂપ સાનમાં, શી મણા કહૂં,
ફુટડું તુંસમૂં, કાંઈ ના લહૂં. ૩૬.
દિકરિ ડાહિ તું, વીજળી સમી,
ગુણ પ્રકારાથી, વ્હાલને જમી;
વદન ગોરૂં* લાંબૂં જરા વળી,
હરણિ નેનમાં કાળિ કીકલી. ૩૭.
સરખિ નાસિકા, શેવટે અણી,
ચળક દંત હીરાતણી કણી;
અધર તાહરો કૂમળો ખરે,
રસિક હીંગળોકી જ લાલરે. ૩૮.
ધનુષ આકૃતી ભંમરો દિસે,
ભમર કાળિ પાંપણ તો હસે;
અરર હાયરે હાય બેટડી,
મુખડું કાં નથી આપતી વડી. ૩૯.
શરિર નાજુકાઈ સહૂ ભલી,
પુતળિ વિક્રમી આસને વળી;
અતિસ ઊંફરે હૂતિ તાહરી,
ગતિ ભુંડી થશે શી હવે હરી. ૪૦.
લલિત લક્ષણી લાડકી બની,
લલિતિને ઘણી લાલિ મૂખની;
મધુરિ મીઠિ લોલા બહૂ ભણી,
વનવિષે છતે સૂઝ તું ઘણી. ૪૧.
દળગિરીતણી હોળિ ફાગિ છે,
અરર પેટમાં લાહ્ય લાગિ છે;

સહજમાં કપને છેતર્યો મ્હને,
મરણ વેળમાં ના દિઠી તને. ૪૨.
જોબન ફૂલ ઊગ્યું પુરૂં ન રે,
ખિલત દેખતાં તે ખરચૂં અરે;
બહુજ કારમી બેઠિ બાપડી,
હિણ હરામિને તોડવે પડી. ૪૩
અરર શૂં અરે રતન કોહરે,
અરર શૂં હવૂ દૈવ મારરે;
અંગ હાય આં આ હાયરે,
અરર હાય બે———— ૪૪.

(દોહરા.)

એ રીત પ્યારે પિઉત, સુકે નિસાસે આસ;
બંધ બોલતો બાપ થઇ, સુતો વને વણ સાસ. ૪૫.
ઘડિ એક તે ફરિ ચેતી, થયો જાગતો જાણ;
ઘુંમ થઇ ગવડો બાપડો, વદે વિલાપી વાણ. ૪૬.

(લલિત વૃત્ત.)

અરર બેનિરે તારિ માતણી,
નથિ નથી કિધો શોક રે ઘણો;
ગુર્જરિ તે વહુ મેં ન જાણિરે,
નિરખિ તુજને સૂખ માનિરે. ૪૭.
કળિ ગુલાબ ને મોગરાતણી,
બરિ પડી ત્રુટી પાંખુએ હણી;
રૂપ સુરંગી જે પારિજાતના,
ફૂલ બકુલના ગોર અંકના. ૪૮.

જતિ દિઠી તને ખૂણામાં બહૂ,
સમય રૂપ તો શૂં કહૂં સહૂ;
દિપતિ ધાધરી ધાટડી ઘણી,
થઇજ ધાટડી ઠાઠડી તણી. ૪૯.
અરર ઠાઠડી તે વળી નહીં,
અરર ચાંપિ તે વાયુએ કહીં;
હસતિ તૂં ઘણી ગાલમાં ગળી,
લટકતી લટો રૂપમાં હળી. ૫૦.
દુરગુણો નહીં લેશ તૂજમાં,
નિશકલંકિ રૂપાળિને ખમા;
સરળ બ્રહ્મની ખૂબસૂરતી,
ખિલતિ છે નહીં બીજિ મૂરતી. ૫૧.
ધણિ કરામતો માણસે ધરી,
તજવિજે બહૂ શોભતી કરી;
ભુષણથી સજી તે નહીં વડી,
સરસ વસ્તુ તો ઇશ્વરે ઘડી. ૫૨.
જઇતું કહાં વળી બેઠિ છેટિરે,
પ્રિતડિ બાપને ના તૂં ભેટિરે;
ઉલટિ આજ ગંગા વહી જુઓ,
અરર વ્હાલિ હૂં કેમ ના મુઓ. ૫૩.
સ્વરગમાં મળીશે સુતા અરે,
અરર કાળિ લે લે હવે ખરે;
હહહ હાહહા હંહહં હઅ,
અઅઅ——— ૫૪.

(દોહરા.)

અતી આકરા શોકથી, શરિર સમાયૂં સાર;
બાપ બાપડો ત્હાં પડયો, ખાઇ મુરછાનો માર. ૫૫.
બાપો બેટી બે જણા, મુઆં તે વનમોઝાર;
પડી રઝળતી લાસ તે, શરણ તૂજ કિરતાર. ૫૬.
ઘોર વને બે એકલાં, નહિં જ્હાં માનવ જંન;
પિતા પુત્રિ ઘરસૂત્રનૂં, થયું ભારી ભંજંન. ૫૭.
જનક જનુનિ જણતર તણી, પ્રીતી ઉત્તમ સાર;
ઉતરતી છે સહુ અવર, નક્કી ને નિરધાર. ૫૮.
વર વહુ હેત પરસ્પરે, જહાં લગિ નહિં સંતાન;
પ્રસુત હવૂં કે ઉભયમાં, થાયે તે ઘટમાન. ૫૯.
કરે બાળકે બેહુનૂં, હેત બહૂ મા બાપ;
સંસ્કારી ને જન્મનૂં, હોયજ હેત અમાપ. ૬૦.
પૂજે આગ્ના પાળિ જે, પુત્ર પુત્રિ મા બાપ;
સુખ શીતળ તે ભોગવે, દઇ છાંડી ભવ તાપ. ૬૧.
માબાપો અદકો કરે, બોધ સુવિદ્યા સાર;
બાળક પાળે પ્રેમથી, પ્રેમતણો ભંડાર. ૬૨.
પરસ્પરે તે પ્રીતથી, શોભાવે ઘરસૂત્ર;
તે જોઇ બળતા રહે, હોય હમેશ અપૂત્ર. ૬૩.
ધન્ય જ લીલા બ્રહ્મની, ધન્ય તેહની રીત;
ધન્ય પ્રીત માબાપપર, ધન્ય તેમની પ્રીત. ૬૪.
પિતા પ્રીત પુત્રિપ્રતિ, પુત્રિ પ્રીત પ્રતિ તાત;
ઘેર ઘેર આવી હવી, કવિ કહિ શિક્ષિત વાત. ૬૫.

## *તુવર્ણન.

(દોહરા.)

સકળ રસિક નર નારિયો , વાંચો ધરી ઉમંગ
માનસીક તપનો સમે , ધરતાં ધીરજ અંગ—૧.
સકલ રસિક નર નારિયો , વાંચો ધરી ઉમંગ
અચિત સૂખ અહિં તહિં મળે , નહિં જો નીતી ભંગ—૨.
સકલ રસિક નર નારિયો , વાંચો ધરી ઉમંગ
હુલ્લડાઇ સહુ જાય જો , બાહ્યાંતર હરરંગ—૩.
સકલ રસિક નર નારિયો , વાંચો ધરી ઉમંગ
બહુ હ્હેણું તો રેહ રે , ઇષ્ટ મિત્રની સંગ—૪.
સકલ રસિક નર નારિયો , વાંચો ધરી ઉમંગ
નેહતણો અનુભવ કરે , જીવ્યૂં સાર્થક નંગ—૫.

(લલિત વૃત્ત.)

નરમ દીલથી , ડાહિ વૃત્તિથી
સમજિ વાંચશો , સૂખિયાં થશો
અનુભવી હશો , શુદ્ધ જાણશો
વળિ વખાણશો , પાડ માનશો

—

| | | |
|---|---|---|
| શિયાળો | હેમંત | કારતક અને માગશર. |
| | શિશિર | પોષ અને માહ. |
| ઉનાળો | વસંત | ફાગણ અને ચૈતર. |
| | ગ્રીષ્મ | વૈશાખ અને જેઠ. |
| ચોમાસું | વર્ષા | આશાડ અને શ્રાવણ. |
| | શરદ્ | ભાદરવો અને આશો. |

---

## आर्या.

"गणयंतिनापशब्दं,
नवृत्तभंगंनचार्थहानिभयं॥
रसपोशायपतंते,
वेश्यापतयश्चकवयश्च ॥ १ ॥"

---

# ઋતુવર્ણન.

---

## મંગલાચરણ.

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત.)

પીડા પામતિ પીળિ રે વિરહિણી, જોગી વિજોગે મદી,
સ્વપ્નાવસ્થ વિચારમાં ઢળિ પડી, રોયાથિ વ્હાલા વદી;
તે વેળા કરતો પ્રભૂ તરજની, અંગુષ્ટ વચ્ચે ધરે,
પ્યાલા ઢાંકણ ટોચકાં રસ પુરે, તે સાંબ આશા ભરે. ૧.

(ઉપેંદ્રવજ્ર.)

જમી ઉઠીને અગિયાર વાગે,
જુએ ઉભી તે તડકો સુબાગે;
દિસે વિચારે પણ ના વિચારે,
ભર્યું જણાએ રણ તમ વારે—૧.

(તોટક.)

બદલોનિ અબોટિયું વાર થઈ,
મુખવાસ કરો ઘડિ વાગિ ગઈ;
શું વિચાર કરોછ વિશેપ બયા,
હજિતો દિન ચાર ગયેજ થયા—૨

(ઇંદ્રવજ્રા.)

માથાલગી રે ચડિ ખૂબ ઝાંઝ,
દાસીતણી તે સુણિ વેણઝાંઝ;

શોકે પડયો અહૃ પછી મિત્રાજ,
ડુબે દરીયે ભર જેમ ઝાઝ—૩.
ભૂલી ગઈ તે ધમકાવવાનૂં,
ઝૂલી પડી રે ન ટટાર જાનૂં;
સાપેણુ જોરે ફુડવાજ થાએ,
તાપે ફરીને ચતિપાટ થાએ—૪.
એ જોઈ દાસી ગઈ ઝંખવાઈ,
રે રોઈ પાણી પછિ લાવિ ધાઈ;
માથે સુધારા કરિ આંખ ડાગે,
હાથેથિ કપૂર કપાળ ચાંપે—૫.
મૂર્છા વળી ને ઉઠિ બેઠિ બાઇ,
દેખાઇ જાણે કરમાઇ જાઈ;
દાસી અડી તે દિઠિ તેથિ ઝાઝી,
લાજાળિ પેરે કુમળી જ લાજી—૬.

(શાલિની.)

દાસી બોલી બાઈ મૂને ક્ષમા રે,
બોલ્યૂં ચાલ્યૂં મંન લાવો જ મા રે;
મેં તો હોતૂં આવડૂં જાણ્યું હેત,
તેમાં બાકી ના કદાપી હું કહેત—૭.

(ભુજંગી.)

ક્ષમા માગિને તૂં વધૂ વ્હાલ તાણે,
ન દાસી ગણૂં આજથી બેન જાણે;
વિના કોણ તૂં વૈદ આ આ ઉઝાડે,
દિલાસે નવી પીડ થાતી મટાડે—૮.

(અનુષ્ટુપ્.)

ઘર કામ અટોપીને, વાતો કરતિ સુંદરી—
ઋતુ ઋતુ વિલાસોની, રીઝે તે રસમાં પુરી—૮.

---

## ગ્રીષ્મ.

(ઈંદ્રવજ્રા.)

તાળાં નદીનું જળ જેમ પીધૂં,
સૂર્યે વિયોગે નુર ચૂસિ લીધૂં;
ખારે ભરી હું ખડિયાં સ્વરૂપે,
ખૂંચૂં સગાંને ઘણિ હૂનિ ધૂપે—૧.
અત્યન્તાપે તપિ ખાર ભૂમી,
મારે મૃગોને લલચાવિ ખૂની;
જાણી સુવાણી રસ જે પિવાવે,
તેને ભુંડી આ બતરીસિ ચાવે—૨.
દાવાનળે તે સુકું બાળ્યું રાન,
વ્રેહાનળે આ લિલું કુંજ ધામ;
બેને ધુમાડે થઇ પૂરિ અંધ,
તાપે બળૂં ને દઉં દુષ્ટ ગંધ—૩.
આદાસિસીયે અકળાઇ વાધે,
મૂકામ કીધો વડ ઝાડ હેઠે;
કમ્જોર થૈ તે જિભને હલાવે,
તેવી બની છૂં સખિ હૂં અભાવે—૪.

જોડા તપે ને છતરી તપે રે,
થાકે પ્રવાસી મુખ આહ કહેરે;
થાતું હશે શું પ્રિય માહરાતે,
ગાડી ખરી તોપણ માહ રાને—૫.
મારૂં વિસારૂં પ્રિયનું વિચારૂં,
તોએ હું દેખું સરખું જ થારૂં;
મોટો પડ્યો કેમ હું ધા સમારૂં?,
સંભારતાં તો દુખને વધારૂં—૬.

(ભુજંગી)

રૂકી દૃષ્ટિ થાએ દિશા શૂન્ય તાપે,
લુની વૃષ્ટિ થાએ ઘણૂં ઝેર વ્યાપે;
અરે બ્હાર જેવૂં દિસે માંહ્ય તેવૂં,
સિઝાતાં સહૂ દુઃખ ઝાઝૂં શું કહેવૂં—૭.
ભયંકાર દીસે સુકાં ખેતરો તો,
ગધેડો હડીલો ભમે ભૂકિ રોતો;
સહૂ મનની વૃત્તિયો શુષ્ક થાએ,
બહૂ જીવ તો આમ ને તેમ ધાએ—૮.
પશૂ પક્ષિયો ને બધાં જીવજંત,
બપોરે બખોલે ધસે રાખિ અંત;
નહીં મંત મેદાનમાં કોઇ ઓથ,
બધે તર્ફડી જીવ તો જોય મોત—૯.
મથી તાપમાં ખેડુતો ધાસ કાપે,
બહૂ ધામથી થાકિ ભીંજાઇ જાએ;

જળે તંન ચળકે રિઝે મંન કલે,
પરંતુ ફિકી દેહ આ જીવ તલ્પે—૧૦.

(ઇંદ્રવજ્રા.)

મોટાં વનોમાં ધુળ કોટ થાએ,
પક્ષી પશૂઓ ધસડાઇ જાએ;
સમુદ્ર મોજાં ગગને ચડાવે,
થઇ ઘણો મસ્ત જ ઝાઝ ડાબે—૧૧.
રે તે પ્રમાણે સ્મૃતિવાયુ વાએ,
ડોહળાઇ જાએ દિલ ના સમાએ;
સંકલ્પ સંતાય વિકલ્પહાંકે,
મારી ઉછાળા જિવ ચાંપિ નાખે.—૧૨.
પોચા કરે ખેડુત ભાંય બેડી,
આશા કરે તે પછિ મેઘકેરી;
આશા દઇ તેં તઇયાર કીધી,
સૂકી છું કે દી હું થઇશ ભીની—૧૩.
કંઇ ઘણા માકણ મચ્છરો જે,
ના ના જણાએ નિજ દુઃખમાં તે;
પ્રયાણરૂપી વિશ દંશ સાલે,
કેવાય શત્રૂ પ્રિય વ્હાલ આવે—૧૪.
લાંબા છતે દી વધુ થાય લાંબા,
દીલે દિલાસા દઉં શા હું સાંબા;
મધ્યાન્હવેળા બનિ સુસ્ત સૂઉં,
સાણે રમીને રડતી રહૂં હૂં—૧૫.

ખુલ્લો ખમું તાપ હું જેમ તેમ,
આસક્ત તે વાદળિ તાપ કેમ;
રેતે હતી આશ જ સુખ થાશે,
વા બંધ છે દેહ બફાઇ જાશે—૧૬
જેવો તપે સૂરજ આ રતે રે,
લોકો કહે વૃષ્ટિ પડે છતે રે;
તે તો કદાપી કંઇ સાચું થાશે,
દાઘેલિનો ના ઉકળાટ જાશે—૧૭.
તાપે કરીને જળ બાફ થાએ,
પાણી કુવાનાં બહુ હેઠ જાએ;
રોયાં કર્‌યાથી ગયું પાણિ આલી,
આંખોરુપી વાવડિયો જ ખાલી—૧૮.
બાગો બગીચા ફુલવાસવાળા,
વાડી વજીફા ફળથી રસાળાં;
દેખી અદેખી બહુ થાઉં આલી,
ફૂટે નસીબે નહિ આહિં માળી—૧૯.
ફૂટે ફુવારા ધણિ જુક્તિવાળા,
કુંડે પડે શીતળ બુંદ ધારા;
ધારા તિખાં તીર જ બુંદ ગોળા,
વ્હાલા વિના તો ચડિ જાય ડોળા—૨૦
દીનાન્ત લાંબા રળિયામણા રે,
દેખાય રાને દરિયે કિનારે;
મોટે વિચારે પડિ હું નિસાસે,
દાડો ગયો ને વળિ રાત જાશે—૨૧.

ગાજે તળેથી ઘુ ઘુ ઘૂ દરીયો,
મૂણી સહૂની ઇંદ્રિની ઠરીયો;
લ્હેરો રસાળી પવને કરીયો,
શોકે ભુંડી હૂં અબળા પડી ઓ—૨૨.
ઊંચી નિચી થાય કંઈ સપાટી,
ધીમે ધિમેથી પથરા ઝપાટી;
મેદાન મોટૂં રળિયામણૂં રે,
ઊપેર વ્હાણો રમતાં ઘણૂં રે—૨૩.
આ મંન સિંધૂ બહુ રે તુફાની,
ગોગાટ ભારી પવને ગુમાની;
મેદાન મોટૂં જ બિહામણૂંરે,
ઊપેર તર્કો રમતા ઘણું રે—૨૪.
કાંઠાથકી વાય સવાર સાંજે,
કુંજોથકી વાસિત શીત વા જે;
ઊભી કરેછે ઝેટ તે રૂઆંટી,
પેટે હુનૂં મેં દિલ શોક આંટી—૨૫.
લેલી ફરે ચક્કર ઠેચલા ને,
માળે ભરાયે પછિ તે નિદાને;
દાડે હું લેલી ચકરીજ ખાઈ,
સાંજે રિબાઊં પડિ સોચ ખાઈ—૨૬.
થાઊં ફરીથી દુખિ તંમરે રે,
ખીજાઈ બોલૂં તમરાંનિ પેરે;
ઘેલી ભમૂં છૂં તમ તામસે રે,
ક્હારે સુઊજાસ થિરતા થશે રે—૨૭.

મેના પરોઢે ખુબ રોવડાવે,
કોયલબપોરે અતિસેં ચિડાવે;
ચકલી જ સાંજે કરિ બાવરી દે,
બુલ્બુલ રાતે જિવ પીખિ નાખે—૨૮.
બેસૂં હું ખાવા રૂચિ નાજ હોએ,
ઊંડે વિચારે પડિ જીવ જોએ;
થાળી ખસેડી ઝટ ઊઠિ જાણ,
વારે ઘડીયે તરસે પિડાણ—૨૯.
સૂતાં પછી સ્વેદજ આ સતાવે,
નીરાંતથી ના મિઠિ ઊંધ આવે;
વ્હાણે ન વ્હેલૂં ખુશિમાં ઉઠાએ,
મ્હોડૂં કટાણૂં તન સુસ્ત થાએ—૩૦.

(માલિની.)

કર ફુલ ગજરાંથી શોભતા બ્હેકતા છે,
શિર સળિ ખુશબોની ભાળમાં આરચા છે;
અમલથકિ જનો કો દીપતા ધ્રુજતા છે,
રસિક જનસું સાંજે સર્વ આ ડામતાં છે:—૩૧.
પનઘટપર આવી જાય સૌ ભામની તે,
રસથકિ ભરિ બેડાં પાછલે પ્હોર નીતે;
રમત ગમત માંડે ભંગિ છેલાનિ લોક,
હરખ અતિસ દેખી દાઝિ હૂં મૂકું પોક—૩૨.

(શાલિની.)

જાઈ જૂઈ મોગરો ને ગુલાબ,
ચંપા ચંપેલી અને સેવંતી જ;

એ તો ખીલી શોભિ બ્હેકી રહી જો,
ફૂલી વેલી આ ન બ્હેકી ગઈ જો—૩૩.
આંબાગાળો એકલાં હોય શાનો,
પેડો ભાલો નીકળે નાજ છાનો;
ઓ કાલેરા સૈવડો ઘાણ વાળો,
પિત્રાઈ કાકા મને કેમ ના લો?—૩૪.
લીલી દ્રાક્ષો ફાળસાં રાયણો જ,
જાંબૂ ખડ્બૂચાં અનેનાસ કૂટ;
ચાંપાં સેતૂરા પપૈયા સુમૌડાં,
લેઈ ફેંકી દેઉં હૂં જાણિ રોડાં—૩૫.

(ઇંદ્રવજ્રા.)

લીલા જ આંબા વડ પીપળા રે,
શોભી રહ્યા આ જિવ બાળવાને;
મોરો ખરયા ને પસરી અજાઈ,
કેરી ભરાતી રસથી સુકાઈ—૩૬.
ધોળી અગાસી ખુબ ઢોળિ ચૂને,
ચારૂ ખિલી ચંદનિ ચાર ખૂણે;
ધોળાં સુવસ્ત્રો નરનારિ પેરી,
ગાએ રસીલાં બહુ સૂર ભેલી—૩૭.
એવી સુરાત્રી કરમે ન આવી,
રંગીલિ હૂં કેમ લઊં નિભાવી;
છૂટે નિમાળે પગ તાલ મારી,
હાથે વગાડી ન સતાર સારી—૩૮.

વાળાતણા ના વિંજણા ઉરાડ્યા;
છાંટી ગુલાબે પ્રિય ના સુવાડ્યા;
ફૂંળે અને ચંદનયુક્ત હાથે,
માથું ન ચાંપ્યૂં રસ પાઈ ગાતે—૩૯.
પંચાગ્નિયે સાધન સકત સીધૂં,
જોગીથકી મેં વધતૂંજ કીધૂં;
પૂરા થયા બે મહિના ગિરીશ,
સ્વામી ન આવ્યા અરપૂં શું શીશ?—૪૦.

(અનુષ્ટુપ.)

તંનમંનતણા થાકે, નિદ્રાવશ થઈ પડી;
રસસિંધુ વિષે તતી, દીસે રાખરૂપે ખરી—૪૧.

---

## વર્ષા.

(માલિની.)

ઘડિ ઘડિ તડકો ને, છાંયડો ફેરવાએ,
ગરમિથિ ઉકળાટો, પ્રાણિને ભારિ થાએ;
અહિં તહિં બહુ દીસે, દોડતાં અભ્ર કાળાં,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૧.
ફડ ફડ ફફડાવે, ધૂળમાં ચલ્લિ પાંખ,
પસરિ જ અંગ બેસે, પાંખ પોતાનિ સાફ;
અરણવથિ કિનારે, આવતાં પંખિ ભાળ્યાં,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૨.

ફરફરફર આવે, થંડ વા રાત દહાડો,
ખરર થરર શબ્દે, હાલતાં થાય ઝાડો;
રસ બહુ ઉતરે છે, યંત્રમાંહે રૂપાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૩.
વધુ જ ભિનિ હવા તો, નીતકર્ત્તાં જણાએ,
પસરિ ફુલ સુગંધી, આવતી ખૂબ થાએ;
દુરથકિ સંભળાએ, વાગતા ઘંટ ઠાલા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૪.
કમિગરમિ હવાએ, ખાર તે પીગળાએ,
ઉધઈ કિડિ મકોડી, જોરમાં ઊભરાએ;
તજવિજ કરતા રેહ, બાંધવે પક્ષિ માળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૫.
રૂડું ધનુષ જણાએ, પીત સૂર્યાસ્તભાસ,
અતિ ઉજળું કુંડાળું, ચંદ્રની આસપાસ;
વિજળિ પુરવમાં ને, ઉત્તરા વા શિતાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા—૬.
ચમક ચમક વીજે, વ્યોમને ફાડિ નાખ્યૂં,
ગડગડ ગગડાટે, ધ્રૂજવ્યૂં અંડ આખૂં;
સરર ધરર ગાજ્યો, તોરિ વંટોળ વાત,
વળગિ પડિજ ચોંકી, દાસિને જાણિ નાથ—૭.
અવનિ નભ જુએ તો, ઊલટાં રે થયેલાં,
જન સહુ ચકડોળે, નેન ઉંચે ગયેલાં;
ચકર ભમર ફૂદૂં, વિશ્વ સંધૂં જણાએ,
તડિત પડતિ ઝાડે, પૃથ્વિ ફાટી જ જાએ—૮.

(શાલિની.)

ધીમી પાડી, દાસિએ ખાઇ ડાહી,
જુક્તીયે તે, પ્રેમઘેલીજ વાહી;
તે બોલી તું, મૂજમૂં બેહિ ભારે,
સ્વામીનું શૂં, છે હવે કામ ત્હારે—૯.

(મંદાક્રાંત.)

જો જો બેની, પૃથિવિપર આ, મેહુલે મ્હેર કીધી,
હૂં માંદીની, ખબર કંઇયે, નાવલે નાજ લીધી;
ટ્હાડેકાનો, થઇ ન મુજને, ટ્હાડિયો તાવ આવ્યો,
અગ્ની મેઘે, અતિસ પવને, સ્નેહ રૂપે વધાર્યો—૧૦.
અંધ્રાએલો, ખુબ ઝુમિ રહે, ગાજ ને વીજ સાથે,
મીઠૂં આપે, ધન ધન પડી, ઘંડ પાણી હવા તે;
પાડૂં ચીસો, ચમકતિ રહૂં, ઘૂમરાએલિ રોજે,
ખાઉં હૂનૂં, ધિક જળ દઉં, પ્રકૃતી તાતિ સોજે—૧૧.
જો જો પેલી, જડકૃચિ જતી, હાથણી વાદળીઓ,
ભેંટે કેવી, જુગતિયકરે, પર્વતોને વળી ઓ;
કામેચૂરી, મદ ઝરતિ હૂં, કોદિ ના ચાલિ ધિક્ક,
લેઇ આંટી, સરપનિ પઠે, ભેંટિ ભર્થારને ન—૧૨.
જો જો પેલી, ચતુર ચપળા, વીજ સંભોગઅર્થે,
ઊઠાડેછે, સુપતિ ઋતુને, વક્રકાંતી કટાક્ષે;
ના ઊઠ્યો તે, તજવિજ છતે, તાહરે પાછિ ઊઠી,
ફેકી જોરે, જળનિ મહુકી, સોડ વાળી જ સૂતી—૧૩.

પાસે હોયે, વર વધુ કરૂં, ચાતુરી વીજકર્ત્તાં,
શોભે પ્રેમે, વરવધુપણું, હોય સાથેજ તર્ત્તાં;
ભેળાએ જો, અધરકણુ તે, દૂધ થાઊં દહીં હૂં,
દૈવે નાખ્યૂં, ગમન લુણરે, તેથિ ફાટી ગઇછૂં—૧૪.
શોભે રાતી, પૃથવિ જનુની, ઇંદ્રગોપે ભરીરે,
માતેલી તૂં, ધરડિ જ છતે, કાગછત્રે કરીરેં;
લાલી ખોઈ, ફિકિ પડિ છઊં, સ્વામિ જાવાથકી,
સૂકી બેઠી, તરુણિ હું છતે, છત્ર શીરે નહીં તે—૧૫.
અંધારી આ, રજનિ સજની, મેઘબીહામણીરે,
વારે વારે, દરશન દઈ, ચોકવે દામણીરે;
ધોધોધોધો, ઊદક પડતું, ન્હાણુ ઉપેર ભારી,
દેખી સંધૂ, ક્યમ ન ટટળૂં, નાથસાર હું નારી—૧૭.
કેવા આવે, છરરરર આ, મેઘ ઊતાવળેરે,
કેવા વાએ, સરરરર આ, વાયુ મોટા બળેરે;
કેવાં વાગે, સર સર શરો, કૂમળે કાળજેરે,
કેવા લાગે, છર છર છરા, પાંસળાંમાં ખરેરે—૧૭.
માથાસાથે, પરવતતણાં, અભ્ર ઠોકાયછે જો,
પાણી પાણી, વન ઉપવને, રેહ સંધે થઈ જો;
માથા સાથે, ભિતર વિષયી, તર્ક ફૂટાયછે આ,
અગ્ની અગ્ની, પછિ તન વિશે, રોમ રોમે બળે જો—૧૮.
મેઘે વાએ, મ્હસ ફિણ અને, રંગ કાળો કરીરે,
સિંધૂ ગર્વે, ઉછળિ ઉછળી, બૂમ પાડે ભરીરે;
મેઘે વાએ, સુખ ફિણ અને, રંગ ફીકો કરીરે,
હૂંતો દુઃખે, ઉછળિ ઉછળી, ચીસ પાડૂં નરીરે—૧૯.

રેલરેલા, જમિનપર તો, આપટાંથી થઈ જો,
રેલરેલા, વિષય સુખની, મૂજને ના થઈ જો;
થાએ જેવા, વળિ શરવડે, ચાવણે રમ્ય છાંટા;
તેવાએ રે નથિ સુખતણા, રોજ ભોંકાય કાંટા—૨૦.
આ તોફાને, ખુબ કરિ કળા, ડુંગરે નાચતારે,
ટેહૂ ટેહૂ, વદિ હરખમાં, મોર તે વૃંદમારે;
દેખી દાઝૂં, ઉચ્યકિ તન ના, જંગિ વીલાસ કીધો,
માદા પેરે, ઝિલિ સુરસ મેં, હાયરે નાજ પીધો—૨૧.
દીલાસાથી, ધિરજ ધરતી, ચાતકા જોઇ તૂંને,
તારૂં સીઝ્યૂં; મુજ નવ સિઝ્યૂં, ‌‌હ્હાય વાધીજ મૂને;
રે દાદૂરા, ઘન વરસતો, જોઇ ફૂલાઇનેરે,
ડ્રૌણ ડ્રૌણ, અતિસ લવિ કાં, ચ્રીડવેછે મનેરે—૨૨.
શા સારૂ ઓ, દરરિ હું છતાં, બેનિ કોએલડીરે,
ટૂણ ટૂણ, કરતિ હું વના, મેઘસૂરે ચડીરે;
તોબાકારી, તિણિજ ચિસથી, સારસા બાઈ તારી,
ફેરો ઊભા, કરિ કણકણે, પેટ બાળેછ ભારી—૨૩.

(ઉપજાતી.)

આકાશ પેરે સુપ્રકાશ ખોઈ,
મને ધુમાડો સઘળેજ જોઈ;
શોકોતણાં વાદળ ઘોર રાખે;
વિચારકેરો રવિ ઢાંકિ નાંખે—૨૪.
શોભેછ આ વાદળ જાંબુ રંગી,
સનુખ પેલૂં ખુબ પંચરંગી;

પ્હેલાં હું ભારી નવરંગિ સોહી,
ન્હારિ આજે નહિં રંગિ કહોઈ—૨૫.
ઢાંકેછે છાયા ઘન ચંદ્ર જેમ,
વિરાગવાર્તા રસબુદ્ધિ તેમ;
ઢાંકેછે નક્ષત્ર જ મેઘ જેમ,
વિરાગવાર્ત્તા રસવૃત્તિ તેમ—૨૬.

(શિખરિણી.)

પરંતૂ ચંદા હૂં, મથિ મથિ પડૂં બ્હાર રસિલી,
ગયેથી મૂઝાઈ, રૂધિર બગડેથી છઉં પિળી;
રિબાણી વાગી છે, મૃદુ દિલ વિષે લોહનિ ખિલી,
મને થાયે મ્હોટી, ચટપટિ જ ક્હારે રહું ખિલી—૨૭.
નદી જૂવાની આ, મદભરપુરી જાયજ વહી,
વધે પાણી દોડે, અતિસ ગભરાટે મળ સહી;
મણીમોતીવાળૂં, લુગડું ઘસડાતૂં કરિ ધસે,
મને એવૂં ક્હારે, રસિક પતિને હૂં મળું રસે—૨૮.
પશૂ પક્ષી સર્વે, ખુબ કરિ વિહારો સુખ લહે,
અવશ્યે આ રૂતે, સરવ જિવ નામે રતિ ચહે;
સુણૂં સંભારૂં ને, નજરથકિ જોણી ક્યમ સહૂં,
સુંથાઈ જાયે રે, દુખણું અતિ પેટે શું શું કહૂં—૨૯.
નવે ઘાસે ધાન્યે, રમણિય બન્યાં ખેતર ઘણાં,
થયાં તેથી હૈડાં, હરખ હલકાં ખેડુતતણાં;
વને મેદાને તો, તૃણ ઉપર ઘેટાં હરણ તે,
ચરેછે ઉલ્લાસે, ક્યમ ન મુજ આવ્યૂં મરણ રે—૩૦.

હળેછે ચાસે છે, ઉલટ ધરિને ખેતર સહુ,
નિંદેછે ગોડેછે, ભિંજવિ તનને ખેડુત બહૂ;
ન બેડાએ આ રે, અધવચ કુડો ખેડુત ગયો,
પટાવીને ભડ્યો, વિષયસુખંવર્ષાદ ન રહ્યો—૩૧.
નવાં પાણી યોગે, જળ થળ જિવો જે બહુ થયા,
રૂપાળા રંગે તે, વિવિધ રિત શોભી સહુ રહ્યા;
ખરે જહાં જહાં જોણું, લલિત લિલિ લીલા હસિ રમે,
નિસાસે રે રોણું, કઠણ હુનિ પીડા બહુ દમે—૩૨.

(હરિણિપ્લુતા.)

લિલિ આમલિ ને વડ પીપળા,
નિરખતાં કદલીવન પાનનાં;
હુનિ આંખિ સંધિ લિલોતરી,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૩.
વન કેતકિનાં બહુ બ્હેકતાં,
ભ્રમર ઝુંડ કરે અતિ ગુંજરે;
ખુબ આશકમાશુક રંગ તે,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૪.
છુટતો બહુ સન્મુખ વાયુ તે,
ડગમગે તરુ તો કિમિ આદિમાં;
કિરણના અજવાળ હુંઇ તે,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૫.
ચમકે વિજળી લિલિ લોળિ ને
ગડગડે ઘન સંઘ અગોચ તે;

તડુકે રિસમાં ગજ સિંહડા,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૬.
ઘનઘોર ઝુમ્યૂં અસમાન આં,
ઉતરતાં નદિયે સમિસાંજરે ;
લિલિ ને ભિનિ ચાર ઉપેર તો,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૭.
ઘુમતા તનશોભિત આગિયા,
તમતમે તમરાં તમમાં સુરે ;
સુણતાં વળિ ઘંટડિ બેલની,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૮.
મન દુઃખ અને તન દુઃખ તે,
અડચણો રસતે પડતી ઘણી ;
કરવી બળિ એમ મુસાફરી,
શું શું દુઃખ પિયૂ તુજને હશે—૩૯.

(ઇંદ્રવજ્રા.)

ખેલ્યો નહીં ચોપટ સાંમસામાં,
બેસી સજીને પ્રિય ને હું રામા ;
મારી મરાવી નવ સોકટીયો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૦.
ખેલ્યો નહીં નાથસું સેતરંજ,
હૈડે ઘુમે આજ વિજોગ રંજ ;
ત્રંણે રમ્યાં ના વળિ ગંજિફે તો,
લ્હાવો નાં લીધો ઋતુનાં સુખોનો—૪૧.

માંડી નહીં પ્રીતનિ કોઇ બાજી,
નીરો કરીને થઇ હું ન રાજી;
હારી હરાવી રસ ના જ ચૂસ્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૨.
સાથે ન કાઢી પિયુ ચાહ મારી,
હુંનાં જમ્યાં ના દુધપાક ધારી;
જોતાં પડંતો વરસાદ મોટો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૩.
પાંકાં ભરી ચેવલિ પાન રંગે,
કાથે ચુને એલચિએ લવંગે;
ધાલી ન બીડી મુખ લે ચુસીઓ,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૪.
ગાયાં ગવાડ્યાં નવ ગીત બાગે,
તાનોથકી સોરઠમેઘરાગે;
ઘેલી બની મસ્ત ન નાથ ચાંપ્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૫.
સિતાર સારંગિ મૃદંગ ચંગ,
કાનું વિણા સાંભળું ના ઉમંગ;
ગાથા ગપાંસો કવિતા પુરાણો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૬.
નેણે ન જોઇ વળિ મંદિરે રે,
ધાલી ઘરેણાં બહુ જુક્તિયે રે;
સાળૂ અને ચૂંદડિ ભાત વસ્રો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૭.

તડુકે રિસમાં ગજ સિંહડા,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૬.
ઘનઘોર ઝુમ્યૂં અસમાન આં,
ઉતરતાં નદિયે સમિસાંજરે ;
લિલિ ને ભિનિ ચાર ઉપેર તો,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૭.
ઘુમતા તનશોભિત આગિયા,
તમતમે તમરાં તમમાં સુરે ;
સુણતાં વળિ ઘંટડિ બેલની,
શું શું વિચાર પિયૂ કરતો હશે—૩૮.
મન દુઃખ અને તન દુઃખ તે,
અડચણો રસતે પડતી ઘણી ;
કરવી બળિ એમ મુસાફરી,
શું શું દુઃખ પિયૂ તુજને હશે—૩૯.

(ઇંદ્રવજ્રા.)

ખેલ્યો નહીં ચોપટ સાંમસામાં,
બેસી સજીને પ્રિય ને હું રામા ;
મારી મરાવી નવ સોકટીયો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૦.
ખેલ્યો નહીં નાથસું સેતરંજ,
હૈડે ઘુમે આજ વિજોગ રેંજ ;
ત્રંણે રમ્યાં ના વળિ ગંજિફે તો,
લ્હાવો નાં લીધો ઋતુનાં સુખોનો—૪૧.

માંડી નહીં પ્રીતનિ કોઇ બાજી,
નીશો કરીને થઇ હૂં ન રાજી;
હારી હરાવી રસ નાજ ચૂસ્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૨.
સાથે ન કાફી પિધિ ચાહ સારી,
હૂંનાં જમ્યાં ના દુધપાક ધારી;
જોતાં પડંતો વરસાદ મોટો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૩.
પાકાં ભરી ચેવલિ પાન રંગે,
કાથે ચુને એલચિયે લવંગે;
ઘાલી ન બીડી મુખ લૈ ચુમીઓ,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૪.
ગાયાં ગવાડયાં નવ ગીત બાગે,
તાનોથકી સોરઠમેઘરાગે;
ઘેલી બની મસ્ત ન નાથ ચાંપ્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૫.
સેતાર સારંગિ મૃદંગ ચંગ,
કાનૂં વિણા સાંભળું ના ઉમંગ;
ગાથા ગપાંસો કવિતા પુરાણો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૬.
મેળે ન જાણ વળિ મંદિરે રે,
ઘાલી ઘરેણાં બહુ જુક્તિયે રે;
સાળૂ અને ચૂંદડિ ભાત વસ્ત્રો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૭.

ધીરે રહી શીતળ વાયુ વાયે,
વૃષ્ટી બપોરે ઝુમઝૂમ થાએ;
ઝૂલ્યાં હિંડોળે નવ સાથ બન્યો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૮.
બાગે હું જોઉં દિન ગાળું રોજ,
ફૂલો સુરંગી બટમોગરો જ;
ગુલ્બાસ સાહેલિ ગુલાબ ગોટો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૪૯.
અર્જૂન સર્જો વનકેસરો જ,
નીપો કદંબો ખિલિ દેછે મોજ;
લીલાં તરૂ છોડ વળી લતાઓ,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૫૦.
આ જાસમાની ખિલિ પારિજાત,
ધંતૂર ને સૂરજ બોરિયાં જ;
ચંપેલિ ને તન્મનિયાં બકૂલો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૫૧.
બિંદૂ પડેછે ભરપાણિમાંહે,
ઝાંઝાં કુંડાળાં પરપોટ થાએ;
લ્હેરે ન ખોળે પિયુને સુતી ઓ,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૫૨.
રાતેજ રેલે સુકુસુંબ વસ્ત્રે,
વર્ષાદથી છેક ભિંજાઈ રસ્તે;
ચોંટેલ ચીરે નથિ નાથ જોતો,
લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો—૫૩.

ટાણે સુપર્વે રહુંછૂં ઉદાસી,
આખાડિ પાંચેમ બળેવ આ શી;
વ્રતો હું પાળૂં પણ શો ભરોંસો,
લ્હાવો ન લીધો ઋતુતાં સુખોતો—૫૪.

(મંદાક્રાંત.)

અભ્રો રાતાં, રજનિ પડતે, આ ભયંકાર થાએ,
મોટી લાગી, ચમકિ ઉઠુંછૂં, આગ જેવૂં જણાએ;
સાચી આગે, બળુ બળું અરે, ને વળી જોઉં આને,
આરો આવે, છુટું હું મરૂં તો, મોત તો નાજ આવે—૫૫.
પેલો આવે, ગડડડડ ધુમ્, ગાજતો હથિઓ જો,
વાયૂ વેગે, સકળ ચિજને, દોડિ ઉરાડતો જો;
ચારે પાસે, જળભરિત તે, ફેરવે સૂંઢ ગાંડો,
તેવો નાથે, મુજસું રસિલો, દેખડાવ્યો ન દહાડો—૫૬.

(ઈંદ્રવજા.)

વર્ષાતણા આ ઉતપાત રોળે,
મોટાં તપસ્વીમન છેક ડોલે;
જોદ્ધા સહૂ તે પડતા વિચારે,
શા આસરા તે અબળા તણા રે—૫૭.
જો વાવડીઓ સર ને તળાવ,
પાણી ભરાએ ઉભરાઈ જાય;
પાણી ભરાવ્યૂં મુજને અનંગે,
પાણી ભરાયાં નથિ લોહિ અંગે—૫૮.

(વસંતતિલકા.)

અત્યન્ત વૃષ્ટિથિ વધ્યો વિરહાગ્નિ જાણૂં,
અત્યન્ત અગ્નિ વધવે બિજિ વૃષ્ટિ માણૂં;
અત્યન્તવૃષ્ટિયકિ છેક તણાઇ જાઉં,
ઓ પ્રાણનાથ તુજસૂં નહિં રે મળાયૂં—૫૯.
વક્ત્રારવિંદ કરમાઇ ગયૂં જળે છે,
આ જીવહંસ વણઓથ રડી મરેછે;
આ દેહહોડિ નબળી પવને ડુબેછે,
ઓ બેનિ વ્હાલિ પિયુને ઘણિ ધીર દેજે—૬૦.

(અનુષ્ટુપ.)

શરદિ આધિથી ગાત્રે, શિથિળ તે થઇ પડી;
સજ્જડ ટહાડિ ને ફીકી, જાણે કરાંડુપે ઘડી—૬૧.

---

શરદ.

(વસંતતિલકા.)

ઓ બેનિ વ્હાલિ પિયુને ઘણિ ધીર દેજે,
એ વાણિ દાસિ સુણિ હેબકથી ઉઠી રે;
ઢંઢોળિ તો સળવળી નહિં તે લગારે,
બોલાવિ તો ન વદિ મૂર્છિત નાર ભારે—૧.
જોઇ દશા અતિસ તે દિન દાસિ રોઇ,
બોલી ધ્રુજી પ્રથમ હાય હું કાં ન મોઇ;

માથે પડી ધિરજથી લિધિ તે નિભાવી,
તાકીદથી સમજિ બોલવિ વૈદ લાવી—૨.

(ઈંદ્રવજ્રા.)

સીસી સુંઘાડી વળિ વૈદરાજે,
માત્રા ચટાડી પછિ નારિ જાગે;
સારી થઈ પંદરએક દહાડે,
તે તો કહૂં દાસિતણે સપાડે—૩.
એવી કરે તે તજવીજ રોજ,
બાઈ કરે નાજ વિજોગશોક;
વાયૂ ફર્યો ને રચના ફરી તે,
જોવાથિ બોલી સખિને ફરી તે—૪.
વૈદો ઉપાયે તનવ્યાધિ કહાડે,
રે ના સમાવે મનઆધિ કાંડે;
ઉપાય થાએ સઘળા અપાય,
ધારયૂં થએ કારજ એ ઉપાય—૫.
આકાશ આ સુંદર સ્વચ્છ શોભે,
ધોળાં રુપેરી લક વાદળાંએ;
અંધારું કોડે વિરહાગ્નિધૂમે,
સારે ખુણે વાઘ કુતર્ક ઘૂમે.—૬.
તારા ગ્રહો ને સુઉપગ્રહો હાં,
આકાશગંગા ન ધરાઉં જોતાં;
એવી સુરાતે નહિં નાથ પાસ,
નીચે હું જોઈ રેડું છૂં નિરાશ—૭.

જેવો ભુંડો આ તડકો શરદ્નો,
તેવો ભુંડો નાથવિજોગકેરો ;
દીસે સતાવેછ ભલો શરદ્નો,
દીસે નિશાએ નરસો બિજો તો—૮.

(શાર્દૂલવિક્રીડિત.)

જો જો બિંબ તું પૂર્વમાં શુભ કંઈ પીળૂં ઘણૂં લાલ તે,
થાળી જેવડું મ્હોટું ષોડશ કળે, સંપૂર્ણ શોભી રહે ;
ધીમે ન્હાનું સફેત થાય ચડતાં, આકાશમાં તેહ રે,
હૈડૂં કોમળ કીરણે નયનમાં, પેસીજ ઠારે ખરે—૯.
રાતે એ શશિ નિર્મળો અમૃતથી; તાજી કરે ઔષધી,
પ્રાણીનાં તન મંન તાપ સમવી, આનંદ આપે વળી ;
એવો એ પણ માહરી બળતરા, જાએ ન ભારી વધે,
દોષો શૂં દઉં એહને કરમના, લેખો નડે રે બધે.—૧૦.
આહા પેલું ચકોર પંખિ ખવિશે કેવૂં પડ્યૂં ધીરું છે,*
ચાંદાને સુખથી સુધા પિઈ કરી, રહાડીજ આંખે જુએ;
આઠે જામ હું વલ્વલાટ કરુંછૂં, કહારે પડૂં ધીરિ રે,
ચાંદાને નથિ દેખતી સુરજથી, તોબા થઈ ભારિ રે—૧૧.
પાણીમાં રમણીય મંદ પવને, લ્હેરો ધિમી ચાલતી,
તેમાં ચંદનિ ખીલતિ શશિલિટી, શોભા અતી આલતી;
એ વેળા વળિ હોડિ તે હળુ હળૂ, ચાલે ચડાવી સડો,
તેમાં ગાઉં ન નાથસૂં વળગિને, બેસી હું જીવ્યૂં જળો—૧૨.
આજે માણકઠારિ આ પિયુ વના, જાએ વૃથા બેનરે,
બેસી સાથ અગાસિમાં દુધ અને, પૌંઆ ન ખાઊં અરે ;

બાગે ફૂલનિ વાડિમાં જઈ ફરી, ગાનો હું સૂણૂં ન રે,
મૂણ માણક ઝીલવા સજિ ફરી, ના ના પલંગે હરે—૧૩.
આજે માછલિ ચંદ્રની અમિ પિઈ, મોતી કરે અંગમાં,
તેની ગર્ભ હું નાથની રતિ પિઈ, રે ના ધરૂં રંગમાં;
હાવો લેઇશ કેદિ રે અધરણીકેરો વળી જંતમાં,
ફૂલાઇશ હું કેદિ પુત્ર જણિને, સંતોષથી મંનમાં—૧૪.

(તોટક.)

નદિનાં સરનાં નિર થીર રહ્યાં,
મળથી છુટિ આરસશુદ્ધ થયાં;
સઘળે સ્થિરતાજ સફાઇ થઈ,
પણ જેવિ હું તો હતિ તેવિ રહી—૧૫.
દરિયો તજિ ગર્વ ચિમોજ પડ્યો,
બહુ થાકથિ વ્હાણસું નાજ નડ્યો;
સહુ બંદરકેરિ જુદાઇ મટી,
પણ જેવિ હું તો હતિ તેવિ રહી—૧૬.
જુથમાં સર ઊપર રોજ રમે,
બતકો બહુ હંસ કલોલ કરે;
હિલવે જિભ માછલિઓ રસથી,
પણ જેવિ હું તો હતિ તેવિ રહી—૧૭.
ખુબ ઇંદિવરો સુરબિંબથકી,
કુમુદી વળિ કૈરવ ચંદ્રથકી;
સરમાં ફુલ શોભિ રહ્યાંજ ખિલી,
પણ જેવિ હું તો હતિ તેવિ રહી—૧૮.

ખુલતૂંજ બપોરિયું માલતિ ને,
પૃથ્વી ભરપૂર સફેત ફુલે;
વળિ કારાતણી દિપતી ચમરી,
પણ જેવિ હું તો હતિ તેવિ રહી.—૧૯.

(ચામર.)

બાજરી જુવાર કેટલાંક તો કઠોળ ને,
ભાત આદિ ધાન્ય તે તયાર પાકિને બને;
પંખિયો કરે કલોલ લૂટતાં અનાજને,
ગોફણો ઘણી ઉડે જમે સુરંગ ખેતરે—૨૦.
દેહડી ફુલી રસે ન દીસતીજ દેખડી,
થાય લીલ રે પરંતુ ન્હેસ હૂનિ આ પડી;
લોક હર્ષ પામતા પિયૂ વળી ચિડાયરે,
હાય હાય રંગ આ જમ્યો ન દિવ્ય ખેતરે—૨૧.

(ભુજંગી.)

સવારે ફુલો શ્વેત હારે ભિંજાએ,
ઘણી લ્હેજતે વાસ આપેછ ભારે;
બહૂ મોડિ ઊઠી કરૂં ચીડિયાંઓ,
નહીં ગાઉં ભેરો અને ભેરવીઓ—૨૨.
બપોરે દિશા શોભતી જોઉં રંગે,
ફુલોથી ભર્યાં ઝાડ ને વલિ કંપે;
ફરી ના દશા છેક ફીકિ હું અંગે,
સુકો એકલો જીવ તો નાજ ઝંપે—૨૩.

સમીસાંજરે વંન ગોવાળું શોભે,
સહૂ પક્ષિઓ પર્વતે સાથ બેસે;
છુટી જાય ઇંદ્રી પડે ફીકિ જોભે,
અરે સોડમાં કોનિ તે જીવ પેસે—૨૪.

(ઇંદ્રવજ્રા.)

જોયાં ન સાસૂસસરાતણાં મેં,
સાસ્યાં સરાધો પિયુએ રૂડાં તે;
જોયા નહીં બ્રાહ્મણને જમેલા,
જે દક્ષણાના બહુ થાય ઘેલા—૨૫.
ગાઊં શું ગર્બા સહિસંગ રંગે,
હોળી ઉઠીછે દિન રાત અંગે;
તેલાં કર્યાં તોપણ નાજ સીઝે,
આજે દસેરા નહિં મંન રીઝે—૨૬.
આનંદ મોટો સહુને દિવાળી,
મારે બળાપો કરિ રોવું આલી;
મંદીર સર્વે દિપતાં અતીસ,
મંદીર આ આપણું છે મસીત—૨૭.

(અનુષ્ટુપ.)

રચના જોઇને લ્હેરે, આવ્યૂં ઓકુજ તેહને;
દીસે નમી ગઈ પીળી, પાકેલાં ભાતછોડવત્—૨૮.

## હેમંત.

(ઇંદ્રવજ્રા.)

ઝોકૂં ઉડયૂં ને થઇ જાગતી તે,
વાતો ચલાવે સખિસાથ નીતે;
પૂરો કર્યો કાળ શરદ્ વળી તે,
આવે શિઆળો વહિ આવિ રીતે—૧.
ઝાડો ફુલે ને ફળથી ભરેલાં,
વાએ કરીને હિલતાં થએલાં;
પત્રે દિસે ઓસતણાં સુમોતી,
શોભા સવારે અતિસેં હું જોતી—૨.
ધાન્યો સિમાડે પરિપક્વ શોભે,
પોંખો પડે તે જન ખાય હોંસે;
એડૂ કરે કાપણિ ગીત ગાએ,
જેની મઝે તો કહિ નાજ જાએ—૩.
જોતાં કુદે તે હરણો વનાંતે,
શબ્દો સુણે ક્રૌંચપિકોતણા તે;
જાગે રૂડો દેવ અનંગ એથી,
બાળેછ મૂને બળિ ના મળેથી—૪.

(શાલિની.)

વાવા માંડી લોકને ટહાડ ઝાઝી,
થાએ એવૂં મૂજને દાઝિ દાઝી;
જે જે વસ્તૂ લોકનાં દુઃખ કાપે,
તે તે મૂને ચીડવી દુઃખ આપે—૫.

મ્હારેમાટે બેનિ તૂં કહાડ મા રે,
પેટીમાંથી વસ્ત્ર તે ભિનનાં રે;
સાડી ચોળી કામળી શાલજોડ,
મારી તુને આણ છે રોજ હોડ—૬.

(ચામર.)

હૂનું પાણિ નાહતાં પિતાંજ હૂનું દૂધ ને,
હૂનિ ચાહ હૂનિ કાફિ હૂનું ખાવું ભોજને;
સૂર્યકીર્ણ અગ્નિકીર્ણ ધૂપ અત્તરો વળી,
મોગરેલ તેલ દેખિ થાઉછૂં બળી બળી—૭.
જાડિ રૂતણી તળાઈ ઓસિકાં રજાઈ ને,
કસ્તુરી લવંગ એલચી જ દાલચીનિ ને;
ચારુ ચારુળી દરાખ પીસતાં બદામ ને,
ભાત ભાત પુષ્ટિપાક પાન ના ગમે મ્હેને—૮.
દૂધઘીતણા પદાર્થ સાકરે મળેલ ને,
જોઈ શાક ભાજિ તાજિ રાજિ થાઉં ના મને;
સેરડી સિતાફળો લિંબુ સુપેર દ્હાડિમો,
જોઇ સંતરાં વળી ચડીજ આવતો ડિમો—૯.

(ઈંદ્વ.)

વા ફુલ ચંદન ચંદ્ર અગાસિ જલાશય બારિક વસ્ત્ર ઘરેણાં,
એ જનને ગમતાં ન ગમે ભલું ઓઢવું ખાવું સુવું દિન રેનાં;
તોપણ પેલિ કરે બહુ સેવન વર્ષસમાં કુંઠવાતિ ડરે ના,
રીસથકી કરિ દૂર સહૂ પછિ રોઈ વદે પ્રિય પાસ તું શેં ના-૧૦.

(અનુષ્ટુપ.)

હુંઠવાતી ઘુમાતીનો, ચાળો કાંઈ ફરસો કહૂં;
સંકોડાઈ દિસે ટ્હાડે, જેવૂં સાપનું ગૂંછળૂં—૧૧.

---

## શિશિર.

(શાલિની.)

દાસી આપે હોડવા વસ્ત્ર જારે,
ફેંકીદેછે રીસમાં બાઈ તારે;
ઊંઘે તારે છેક હોરાડતી તે,
ઊંફાળી જે શાલ ઊંચી હતી તે—૧.
જાગે તેની પેહલાં પાછિ લેતી,
એવી રીતે રોજ સંભાળ લેતી;
દાસી બોલે ના થવૂં આકળાં રે,
બાઈ બોલે કેમ સંખાય આ રે—૨.

(ઈંદ્રવજ્રા.)

સૂંઆળિ આ ચામડિ ફાટિ જાએ,
ચીરા પડેથી બહુ દુઃખ થાએ;
ચાઠાં પડ્યાં છે સઘળેજ અંગે,
થાતે હતે તો ચિકણી હું રંગે—૩.
કંપેછ કાયા નયનો તણાએ,
રૂવાં ઉભાં ને કટિમાં પિડાએ,
વાએકરી આ ચિથરાં ઉડે રે,
હીમેકરી આ ધંઉ તો બળે રે—૪.

ના ના સુઆલિંગન થાય રોજ,
ભેઠી સુતાની ઘણિ છેજ મોજ;
વાએ નહીં ટહાડ પછી જરાએ,
નીરાંતની ઊંઘથિ સૂખ થાએ—૫.
નાનાવિધે ચુંબન થાય ગાલે,
હોઠે કુચે મસ્તક ડોક આંખે;
ઉછ્વાસથી ઊંડૂ વળે અતીસે,
આવ્યો ન દહાડો શુભ એ નસીબે—૬.
છાતી કરો ને ઢગરાં સુજાંઘ,
ના ના પિયૂના કરથી ડબાય;
સંભોગ મેં ના રગડી કરાવ્યો,
ચંડો ન વાયૂ દુર મેં નસાડ્યો—૭.
સીત્કાર શબ્દો પિસતાંજ હોઠો,
થાએ વળી રે કકડે સુદાંતો;
સીત્કાર શબ્દો સુરતાંતકાળે,
કહાડ્યા નહીં મૂખથિ શીતકાળે—૮.
જાએ ધનુર્માસ જમી ન ન્હાણે,
ધાયૂં ધનુર્ છે હું તણાઉં ટાણે;
સંક્રાંતિ આવી પણ શું ઉકાળે,
ભાગ્યો વિના શું શિવરાત્રિ આલે—૯.

(અનુષ્ટુપ.)

ટૂંટિયાં વાળિને સૂતી, ટહાડે ને પવનેકરી,
વિલીન અબજનીપેરે, ચૂંથાએલિ પડી રહી—૧૦.

## વસન્ત.

(માલિની.)

વળિ રત બદલાઈ દક્ષિણો વાયુ વાએ,
ફુલ ખગ ખુબ ખીલે ખેલ ખેલે સહૂએ;
રતનિ અસર ભારી નારિ ઉપેર દીસે,
તનમન કુંપરંગે નિર્મળાં છે અતીસેં—૧.
પણ પછિ ચિડિ બોલી દાસિને તે અધીરી,
જુઠું જુઠું સમજાવી કાં તું પાડેછ ધીરી;
વરસ થયુંજ પૂરૂં રે થયાં બાર લાંબાં,
રહિ કરવિ હવે તો આત્મહત્યાજ સાંબા—૨.
અરરરર શું આ તે આત્મહત્યા ન હોએ,
રિબિ રિબિ રિબિ મારે રોજ વીજોગડો રે;
ક્યમ મરિ નથિ જાતી લાવિ દે ઝેર મૂને,
અતિશય પુન સાચે લાગશે બેનિ તૂને—૩.

(ઈંદ્રવજ્રા.)

નીહારમાં વાયુ મળેથિ થંડો,
ઝાડોનિ સાથે અથડાઇ મંદો;
ફૂલો હિલે થાય સુગંધવાળો,
બાળે મને ના વધુ શૂં સુખાળો—૪.
વ્હાણે ખગો ગાય બહૂ ઉમંગે,
આવી રહે ફૂલઘટા સુરંગે;
કુંજે ફરી ના લેઈ પીયુસંગે,
સાલે મને ના ક્યમ સૂળ અંગે ?—૫.

થાકી ગયે તો વળિ બેસિ બાગે,
જોયો ફુવારો ઉડતો ન આગે;
જોયો ન ફૂળો તડકો સુકાયે,
જોતી નથી શું પરિતાપ સાચે?—૬.
બેઠો ન દીઠો પિયુ આંગણે જે,
થંડૂં થએલૂં ખુબ છંટકાવે;
જોતો મને ને મુજ સાથિયાને,
સાથી વના શું નથિ ઘેલિ રાને?—૭.

(શાલિની.)

ગૂલ્લાલા ગૂલાબ મુચ્કુંદ જાઈ,
પારીજાતે કેવડે વાડિ છાઈ;
જૂઈ ચાંપાં મોગરો ને બકૂલો,
બાળે ફૂંકી વાસને અજ્જૂલો—૮.
ફૂલો શોભેછે કરમ્દાકડાનાં,
કેસૂડાનાં સાગસામેરકેરાં;
ખુલે રાતાં આ બપોર્યાં કરેણાં,
ઝૂણે મારાં તો રડેછે ઘરેણાં—૯.
આશોપાલો મલ્લિકા ઘટ્ટ ખુલે,
આ શો મારો હાલ કે નર્મ ઝૂલે;
કેવી બ્હેકે ચારુ વેલી લવંગ,
કેવી ચીડે દેહ આ રે અપંગ—૧૦.
આંબાઓળો લ્હેકતી ચારુ શોભે,
ઝૂમે ડાળો ગુચ્છમાં લાલ મોરે;
ઊંચે સૂરે ગાય કોએલ ડાળે,
બાંધી હારો રંગમાં ભૃંગ મ્હાલે—૧૧.

હાલે રાતાંચોળ ખાખેરપત્ર,
દીપે કૂંળાં ત્હાં તમાલે સુપત્ર;
કુંજે ઝાડે ગુચ્છમાં પોમળે તે,
ફૂલો જોતાં આંસુડાં ના ખળે રે—૧૨.

(માલિની.)

ચૂતરસમદમાતો મદિ કોકીલ પેલો,
પળપળ ચુમિ લેતાં સ્વીસું થાકે ન ઘેલો;
મધુરસુર મધૂપો જૂથમાં આ ઘુમેછે,
કમળગરભ હર્ષે ઠેઠ પેસી ચુમેછે—૧૩.
કુહુકુહુકુહુ કરેછે પીક કોમેલ ટૂઊ,
ગુનુનુનુનુનુ ભૃંગો ને કપોતો ઘુઘૂંઊં;
સુરૂપ મધુર મેતા કીર કલ્લોલ કુંજે,
સરવર નદિ તીરે સારસો હંસ રીઝે—૧૪.
મછ કછ બતકો તે પાણિમાંહે રમેછે,
ખુશિથિ હરણ ઘેટાં ઢોર બાણે ભમેછે;
વિધ વિધ કલ મીઠા સૂણતાં કાં ન ફાટૂં?
નિરખિ નવલ શોભા રે બળી કાં ન જાઊં?—૧૫.

(ઇંદ્રવજ્રા)

કૂળાં નવાં પલ્લવયુક્ત ડાળાં,
કંપે વળી વૃક્ષ સુપુષ્પવાળાં;
વેલી ફુલો મંડપની ઘટાઓ,
આણેછ પેલા સુરતીવિચારો—૧૬.
તે પર્વતો વાસિત પુષ્પવૃક્ષે,
શોભે સુનેરી સુરને પ્રકાશે;

હારો ન ટોંચોપર મ્હારિ હાસે,
શેની જ ટોંચ્યો ગઇ બેસિ બોલે—૧૭.
જોડાઇ પક્ષી કરતાં વિહાર,
જોતાં ન થાએ દુખ કેમ ધાર?
દીસે લડેલાં નરનારિ ભેગાં,
થાએ નિશાએ પણ જાઉં કાંહાં?—૧૮.
દી રંગિ રાત્રી સુખકારિ રમ્ય,
ભાનૂ મુંઆળો શશિ શીત સ્વચ્છ;
દી જંગિ મારે ચિડતાંજ જાએ,
રાતે સુતાંતો રડવૂંજ આવે—૧૯.
નાના તરંગો નદિના સરોના,
મીઠાં જ ચંડાં ઝરણો નગોનાં;
નાનો તરંગો દમતા ઉઠેછે,
ખારો હુનો સ્વેદ તને ઝરેછે—૨૦.
પાક્યાં ઘણાં સેલડિ રૂ અનેક,
પાક્યૂં ન મારૂં ગયું પાકિ છેક;
વસંતપૂજા કરવી જ ભાવે,
તોએ ન કાંઇ પિયુ સૂજ આવે—૨૧.
હોળી ન ખેલી સહિસ્વામિસંગે,
હોળી ન ગાઈ સુરમાં ઉમંગે;
હોળી ન મેં અંતનિ ચોટસી રે,
લાવૂં ન કાં આ ઘડિ અંતની રે?—૨૨.
હોળી ગઈ ને પિયુડો ન આવ્યો,
હોળીતણા રંગ ન સાથ લાવ્યો;
હોળી હુલાઈ પણ આ ન હોળી,
(હવે) મૂંઊં ન કાં પી અફુ તેલ ચોળી?—૨૩.

(અનુષ્ટુપ્.)

શોધિ મૂક્યું હતૂં છાનૂં, પેટીમાંથિ અફીણ જે;
ઘોળી તે તેલમાં રાખી, સંધી જોતિ હતી અરે—૨૪.

(શાર્દૂલવિક્રીડિત.)

ટાંણૂં સાંધિ રુડૂંજ રામનવમી આઠેક વાગે નિશે,
પ્યાલૂં ઝેરનું તે લઇ ગઈ છુપી શૂરે અગાસી વિષે;
ચાંદાને નમનો કરી સુતિ થઈ લાંબી ચતીપાટ ને,
ઊઘાડી મુખ મીચિ આંખ કરથી લેતી હતી પ્યાલું તે—૨૫.
મૂર્છા તર્તજ આવિને ઢળિગયૂં ધોળે સુવસ્ત્રે વિષ,
આહા તૂં વણ કો કરે પિડિતની સંભાળ તો ઓ ઈશ;
એવામાં પતિ દૂર દેશ ગયલો આવીજ પૌંચ્યો વળી,
જાણે આંખથકી પતીજ કરવા સ્ત્રીવૃત્તપીડાતણી—૨૬.
ઊઘાડ્યાં ઉઠિ દાસિયે ઝટ લઈ મંદીરનાં બારણાં,
કેવા દોડતિ બાઇને હરખમાં લો લો સુઓવારણાં;
દેખાઈ ન પથારિમાં ઉઠિ ગયે જોવેજ પાછી વળી,
દાસી ને ધણિ બે જણાં લઇ દિવો શોધેછ સાથે મળી—૨૭.
પેસંતાંજ અગાસિમાં શબરૂપે ફીકી પડી નારિ તે,
દાસી ને ધણિ ફાળમાં સુમ થઈ ઊભાં રહી જોય રે;
નાથે ધીરજ લાવિને ઉચલિને વ્હાલીસું બેસીકરી,
ખોળામાં લઈ ફેરવ્યો કર બધે પેલી પ્રિયાને વળી—૨૮.
થોડીવાર પછી બહૂ તજવિજે નારીસું ઊંફો વળો,
શુદ્ધી આવતિ તેમ તેમ નિરખે રૂપાળિ વાંકી વળી;
વીચારે ચિતમાં ઘણૂં પણ નહીં બોલાય તો તેથકી,
પ્રેમીસ્હોડ એ સેકથી રસિકડી ઊઠી ફણેથી નકી—૨૯.

(માલિની.)

ટક ટક ટક જોએ બેજણાં પ્રેમઅંધ,
ગદ ગદ ગદ બોલે બેજણાં પ્રેમબંધ;
ખર ખર ખર ચાલે આંસુની ધાર અંગ,
(પણ) કંઇ કંઇ કંઇ ભાસે ગાલ ઊપેર રંગ—૩૦.

(ઇંદ્રવજ્રા.)

છૂટાં પડીને વળગ્યાંજ પાછાં,
અંગે ચુમીઓ લઇનેજ રાચ્યાં;
ઘેલાઇ ઘેલાં કરતાં હતાં તે,
જોઇ ગયાં રે ઘરમાં બિજાં તે—૩૧.
રાંધી જમાડ્યાં વળિ દાસિએ ને,
સૂખે સુવાડ્યાં નરનારિ બેને;
બીજે દિથી તો ખુબ રંગ મ્હાલે,
આનંદમાં બે જણ કાળ ગાળે—૩૨.
સંયોગ ટૂંકો વરણૂં હવે તે,
વાંચી સુણીને સુખિ રોહ હેતે;
ડાહ્યાં થઇ જે કરશે વિલાસ,
તેને જ સાચી મુકતીનિ આશ—૩૩.
વ્હાણે ઉઠી સાથ ફરે સુબાગે,
જોતાં ફુલો સાંભળતાં ખગોને;
આવી ફરી તે દુધ ચાહ પીએ,
વાંચે લખે ને ઘરકામ જોએ—૩૪.
સાડેદશે તો જમવાનું થાએ,
કાને પિયૂડો પછિ રોજ જાએ;
કોઠી ફરીને ચુમિઓ લઇને,
આંખો ઘણી ચંચળ મેળવીને—૩૫.

સીવે ભરે ને લખતી હિસાબ,
મૂએ બપોરે પછિ થોડિ વાર;
ત્રણેક વાગે ઉઠિ કેશ હોળે,
ધોઇ પછી તે ઘસિ મ્હોડું લોહે—૩૬.
પેરે ઘણી તસ્તમ કાંચળી જ,
જે લાલ કાળી લિલિ ને સફેત;
સાડી કુડી રેશમિ લાંબિ પ્હોળી,
કાળી પિળી લાલ ગુલાબિ ધોળી—૩૭.
શોભે સુનાની કર પાટલીઓ,
જાંબુડિયા બેસતિ બંગડીઓ;
કંઠો બિરાજે મણિયુક્ત કંઠે,
મોતીતણા હાર રમે સુહેડે—૩૮.
ઝીણી સુચાંઈ કરિ હીંગળોકે,
વસ્ત્રો સુવાસે ભરિ નાખિને તે;
શૃંગાર એવો જુગતે સજીને,
જોતાં સુખાપે રસથી ફૂલી રે—૩૯.
આવ્યો ઉમંગે પિયુ એટલામાં,
બેસે સુબાગે પછિ સામસામાં;
જાઈ જુઈ ને ખુલતા ગુલાલા,
તેની ઘટામાં રમતાંજ કાલાં—૪૦.
મ્હેરે ફુલો ને સુંઘતાં ફુલો ને,
ખાતાં સુમેવો જ લિલો સુકો તે;
દીપે પિઇને પનિયાં સુમારે,
ઘેલે સુખે તે હસતાં સુગાલે—૪૧.
વસંત ખીલે બહુ ચાર પાસ,
વસંત જામે ખુબ તાનસાથ;

ચતીસ જોરે છુટતાં કટાક્ષ,
ઊઠાડિ બેંટાડિ જ દે ન લાજ—૪૨.
નીશા પડેથી પછિ તે ઉઠેછે,
ધીમે ધિમે ચાંદનિમાં ફરેછે;
સાતેક વાગે ઘરમાં જઈને,
વસ્ત્રો ઉતારિ જમવા જ બેસે—૪૩.
ગાએ પછી બે લઈ તાન રાગ,
વાંચે કવીતા રસની સુહાગ;
એ રીતથી તે ચડિ ખૂબ રંગે,
ઊઠે પછી તો ઝટ તે ઉમંગે—૪૪.
ધોળાં ઝિણાં વસ્ત્ર જ પ્હેરિ બંને,
જાએ સુવાને ઉલટે પલંગે;
જાએ છુટી બંધન સેજ જોતાં;
જાએ છુટી બંધન સેજ જોતાં—૪૫.
આળોટતાં તે વળગી જ સૂઈ,
પ્યારા અને પ્યારિ વદે તુંહૂં ઈ;
પાછાં ઉઠીને ખુબ ચાંપિને તે,
ઊંચે દમે કોરિ કરેછ હેત—૪૬.
બાહ્યોપચારો કરિ લેઈ પ્હેલાં,
સંગ્રામ માંડે પછિ મોટ ઘેલાં;
નાના પ્રકારે રમતાં રસીલાં,
અંતે પછી ખૂબ જણાય ઢીલાં—૪૭
આંખો મિચાએ બહુ લ્હેર આવે,
મ્હોડું હસંતૂં રહિ ઘેલું જાએ;
વાંસો અને સૂપડું ખૂબ ફાટે,
બાંસો છુટેલા વિરલાપ ગાજે—૪૮.

ચૂમી કરીને પછિ હાથ નાખી,
ઊંઘે પછી બેઉ નિરાંત રાખી;
પ્રીતીજ આનંદ સુખાળ શીત,
એવો બિજોતો અહિંયાં નથીજ—૪૯.

(અનુષ્ટુપ્.)

એ પ્રમાણે સુખી જોડૂં, આનંદો ઉરમાં ભરે,
ઋત ઋત તણા રંગી, કામ કલ્લોલને તરે—૫૦.
દંપતી સાંખ્યકેરી તે, સેવા રોજ કરે ઘણી,
માને પાડ વળી ઝાઝા, ગાઈને સ્તુતિ તેતણી—૫૧.

---

## સાંખ્યસ્તુતિ.

(ગીતિ.)

આહા આ શી લીલા; લાહી લાલા લખી સમજ લાખો
ચાતુરિ ડહાપણ રાકતી, અનંત એવો પ્રપંચ છે આંખો—૧.
ઋત ઋત બદલાબદલી, બાહ્યાંતરમાં રહી રસે ખૂલી
ગુણ ગંભીરા રસિયા, ગાતાં જઇયે બની બગો ભૂલી—૨.
રે આ નટવર રંગી, મંડપ રચના સુરંગિ આ તે શી?
નવરસ મ્હસ દરસાવે, ભાવે શિક્ષા મળેછ જેમાંથી—૩.
પાતાળે સહુ શોભે, ધાતુઓના થરો ઘણે રૂપે
યુગાંતરનાં પ્રાણી, ઉદ્ભિજ સંચાં બનેલ પથ્થર તે—૪.
પૃથવીપર સહુ શોભે, ઝાડ જનાવર ઘણાંક માણસ જ
નદિનાળાં સર સિંધૂ, પ્હાડો ખીણો વિશાળ મેદાન—૫.
આકાશે સહુ શોભે, સૂરજ તારા ગ્રહો ઉપગ્રહ ને
કેતુ પ્રકાશ ન્યારા, વાયુ હવા ને ખગો બહૂ બહુ તે—૬.

અતિશય તાપે બાફે, ઘામે થાકે નુરે ફિકાસે ને
ઝાડે ફુલ ફળ ઝુમે, ગ્રીષ્મઋતુ તે રસેજ આવે રે—૭.
વિજ ગર્જન તોફાનો, પાણી પાણી બધી જગામાં ને
લીલોતરિ જિવજંતો, મૃતક સજીવન કરે જ વર્ષા તે—૮.
સ્વચ્છાકાશ શશી ને, ધાન્યો પાકેલ ખેતરે જોય
જળથળ નિર્મળ સઘળાં, જનતન મનધન શરદ્ વિસે સોય—૯.
કંઇ કંઇ વધતી ટહાડે, ધાન્ય કપાએ નિરોગિ રંગે જ
પીપળપાન ખરેથી, ઓસ પડેથી જણાય હેમંત—૧૦.
અતિશય ટહાડ વાએ, ઠુંઠવાતે છે તને તરૂ પ્રાણી
દી ટૂંકા નિશ લાંબી, ખાવે પીવે મઝો શિશિર જાણી—૧૧.
શીતળ સુગંધ વાયૂ, કલોલિ પંખી લતા નવલ ફૂલો
રાગ વસંત હિંડોળો, સહુએ આણે વસંત ઋતુ દૂલો—૧૨.
પ્રીતિતણા તે ઉભરા, મુખહાસ્યે ચપળ ચક્ષુ ચળકાટે
હર્ષ ફુલેલે હૈડે, મ્હોટું જણાતે તને તુટૂં ભાખે—૧૩.
હાસ્યતણા તે ઉભરા, દાંતો કહાડે કંઈ સજળ આંખે
ફૂટિ ઉમળકે દુખતું, પેટ ડખાયે જણાય છે ગાલે—૧૪.
શોકતણા તે ઉભરા, આંસૂ લાળે લિંટે બહૂ નિસરે
કફ્ફ ભરેલે કંઠે, ફુફણફણાએ ઉભે નિમાળેરે—૧૫.
ક્રોધતણા તે ઉભરા, ડોળા કહાડે પિસે ઘણા દાંત
ઊંચે જાડે શબ્દે, કપાળ ખેંચે ઉભા કરે હાથ—૧૬.
ઉત્સાહતણા ઉભરા, ઉચકાએલે તને શુરે મોટે
ધીરી સાવધ નજરે, ને ભારેખમ મુખે ખુલે હોઠે—૧૭.
ભયંકેરા તે ઉભરા, ધ્રુજતી દેહે મિચાતિ આંખે ને
ધબધબ છાતિ થયેથી, ડુસકાં ખાતાં લુલે જ પાગે રે—૧૮
કંટાળાના ઉભરા, કરચલિ વાળે મુખે છિછી બોલે
આંખ મિચાએ ધ્રૂજે, પાછેહઠતે શરીરથી જોરે—૧૯.

આશ્ચર્યતણા ઉભરા, ડોકું હાલે ઉતાવળે શબ્દે;
ઊંચી ફરતી આંખે, પછી થયેથી તટસ્થ પડિ ધીમે—૨૦.
શમથી સમતા ઉભરા, ગરદન નાખે નિરાંતમાં સ્કંધે;
નીચી નજરે જોએ, સંકોચાતે તને ભિતર થંડે—૨૧.
એ પરમાણે નિત્યે, તૂં ને તારી જુદી જુદી શકતી;
રૂપ અનેક ધરીને, નાચે ગાએ કરાવવાસકતી—૨૨.
માણસઅર્થે સંપૂં, સર્વ પ્રસંગે સુનીતિયે ચાલે;
સુખદુખ સમાન માની, જ્ઞાન રસે તે સુમુક્તિયે મ્હાલે—૨૩.
જ્યારે તારી ઇચ્છા, આવી સંધે જણાય છે યાર;
કાં ના ભકતી કરિયે, જોઈ રંગો શરીરમાં બ્હાર—૨૪.
જય જય જય જગજીવન, તારે નામ જ સદા રૂડૂં સાચે;
જુગલ સ્વરૂપ સાંખ્યા, શુભ દર્શનથી જિવો જરૂર રાચે-૨૫.

## નીતિ.

(દોહરા.)

સિંહણ ભુખથી જો મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા મદને મરે, પરપાસે નવ જાય—૧.
મેઘ વીજ વાયૂથકી, ડોલે નહિં ગિરિરાય;
આધિવ્યાધિઉપાધિથી, વ્રતાળિ ચલિત ન થાય—૨.

## રબારીની સાથે જવાસારૂ રબારણના કાલાવાલા.

(રાસડો.)

સાથે તૂં લે વ્હાલીડા સાથે તૂં લે અને,
નહીં તો આ જીવડો જાયરે નાહોલીયા—૧.

ચોરણો કડલગ વ્હાલીડા માથે તો ફાળિયું,
દીસે કુડીયું ને પગે જોડા નાહોલીયા—૨.
ધાભળો ઓઢયો વ્હાલીડા સુંઆળો ધાભળો,
ધાભળો ઓઢીને આવૂં સાથરે નાહોલીયા—૩.
કુવાડી તેં વ્હાલીડા લાંબા હાથાનિ ખભે,
રાખી બહુ કાપવા ડાળાં નાહોલીયા—૪.
પાવાને ખોખ વ્હાલીડા દોહવાને હાંડલું,
ખભે ટંગાવ્યાં ભલાં દીપતાં નાહોલીયા—૫.
લોહું ચકમક વ્હાલીડા ગુંજામાં બીલડાં,
સામેરનું રૂ તમાકુ ફુંકવા નાહોલીયા—૬.
ચીપીઆ સોયા વ્હાલીડા કાંટાને કાઢવા,
પીળા ડોળાના કાળા રંગના નાહોલીયા—૭.
લીધી તેં ડાંગ વ્હાલીડા લીધી કર ડાંગ જે,
કરતી ખડંગ કહું ચાલતાં નાહોલીયા—૮.
છેડલે બાંધ્યાં વ્હાલીડા કુંગળો ને રોટલા,
ચપટીઓ ભાંગ્યની મુંધે નાહોલીયા—૯.
બચ્ચાં ખભે વ્હાલીડા વ્યાણલ નવાં તે વળી
ચાલે આગળ સહુ ટોળું નાહોલીયા—૧૦.
બધાંઓને વ્હાલીડા સાથે તું રાખતો,
વાંકો કર્યા શા મને નાસે નાહોલીયા—૧૧.
ડુંગરાપર તું વ્હાલીડા ઘરમાં હું એકલી,
બેઓને જુદાં રેવું એ ખોટું નાહોલીયા—૧૨
મેહુલો વરસે વ્હાલીડા ગાજે ને ગડગડે,
વીજળી ચોપાસ બે લાગે નાહોલીયા—૧૩.
એકલો જોરે વ્હાલીડા દુખી તું થાય ને,
ઊંચા રેહ આપણા જીવડા નાહોલીયા—૧૪

ધોળકી રૂડી વ્હાલીડા ડાંગો ધાભળાથિકરી,
માંહે રમીશું ઉંફે રંગમાં નાહોલીયા—૧૫.
હમણાં તો નથ વ્હાલીડા છોરૂ કો આપણે,
છોરૂ થયેથી રેવૂં ઘરમાં નાહોલીયા—૧૬.
અબળાની હોંસ વ્હાલીડા પૂરી તૂં પાડની,
ફરી ચોમાસું આવૂં નાવે નાહોલીયા—૧૭.
ઘણીએ ઓક વ્હાલીડા ગામોને ગોંદરે,
દીઠી પણ ડુંગરા ન દીઠા નાહોલીયા—૧૮.
જોવૂં રૂડૂં વ્હાલીડા રૂડૂં તુજ બોલવૂં,
ભમવૂં રૂડૂં ને રૂડૂં ખાવૂં નાહોલીયા—૧૯.
હાંકવૂં રૂડૂં વ્હાલીડા રૂડૂં તે કાપવૂં,
રૂડૂં દોવૂં ને રૂડૂં પાવૂં નાહોલીયા—૨૦.
રાનો રૂડાં વ્હાલીડા રૂડા તે ડુંગરા,
કે દી હું દેખૂં પછી કેહની નાહોલીયા—૨૧.
પાણી બહુ વેહ વ્હાલીડા માટી ધોવાયરે,
લીલા ચારાને ચરે બકરાં નાહોલીયા—૨૨.
સાથે ખાવા વ્હાલીડા બેસીને રોટલા,
વચ્ચે તે દૂધ દોહી પીવાં નાહોલીયા—૨૩.
લાગૂં તુજ પાય વ્હાલીડા લાગૂં તુજપાયરે,
રાખો ચોમાસે મને સાથરે નાહોલીયા. ૨૪.
નરમદલમાં વ્હાલિડા આવે જો આંકડી,
સાથે લે રાંકડી છે, આખડી નાહોલીયા. ૨૫.

---

# નર્મકવિતા.

## ખંડ ૭.

### વિવિધવિષયસંબંધી.

---

### વનવર્ણન.

(દોહરો.)

થળને ઠામે જળ કરે, વળિ થળ જળને ઠામ;
ભેગાંનાં જૂદાં કરે, જૂદાં ભેગાં રામ—૧.

(ઇંદ્રવજ્ર.)

જાણીશ મા કે કદિ ભૂલું તૂને,
લાગે ભયો ને દુઃખ થાય મૂને;
ચીડાઉં ભારી વળિ દેહધર્મે,
તોએ હું પાછો ભજું ભક્તિમર્મે—૧.
તારે ગમે તો સુખ પાછું આપ,
તારે ગમે તો દુઃખમાંજ દાબ;
તારો ગયો જો કદિ છેક પ્યાર,
મારો વધ્યોછે નકિ જાણ યાર—૨.

પ્હેલાં ઘણો તેં રસ જે ચખાડ્યો,
તેનો મને તો ગળકોજ લાગ્યો;
પાછો ન પામ્યે હઠથી કદાપી,
તોમ્યે હું રાજી રહું ગૂણ ગાઈ—૩.
સંયોગકેરાં ફરિ સૂખ નાવે,
તોમ્યે વિયોગી ખસું દુઃખ ભાવે;
કાંઠે દિધું એ પણ મુજ પારે,
મારે ઉગારે મન જેમ ધારે—૪.
તારાં ચરિત્રો ખુશિથી હું ગાઊં,
સંતોષિ એમાં બહુ નિત્ય થાઊં;
લીલાનિમાંહે મન મેળવૂં કે,
તૂંમાંજ ભેળ્યૂં સમજૂં ખરૂં રે—૫.

## શીયાળામાં.

કેવાં દિપે જો સહુ ખેતરો જે,
લીલાં પિળાં નૂતન ભાતથી તે;
કોણે ગલીચો ખુબ છે બિછાવ્યો?
જેની પઠીએ જરને લજાવ્યો?—૧.
છોડો નમેલા કણથી ભરેલા,
ગર્ભે પુરે કષ્ટિત જેમ બાલા;
જોએછ તે વાટ જ દાઈકેરી,
જેઓ થઈ છે હરખાઇ લ્હેરી—૨.
ઊભૂં રૂડું ખેતર જ્વારકેરૂં,
જોતાં રસેથી દિલ થાય ભીનૂં;

શોભે ઉભા મારગ આરપાર,
બેપાસ છોડો ઝુમતાંજ ચારે—૩.
હીઆ સુડા તીતર કાગડાઓ,
કાબેર ચક્લી ટિડ જીવજંતો;
ઉપેર નીચે ધુમતાંજ રંગે,
તે જોઇ કોને નહિં ખુશિ અંગે—૪.
આનંદમાં એકુત બેસિ માળે,
ફેંકે ઝુડી ગોફણ પંખિ ભાળે;
ટાંપી રહીછે બિક ચોભણી જો,
પક્ષી લુટે અંન ઉમંગથી જો!—૫.
કાપે અનાજો વળિ એકુ કોઈ;
ગાએ જ ગીતો શુભ રંગ જોઇ;
ઉદ્યોગિ સાચા જ નિરોગિ રાતા,
થાએ નહીં કો દિ મંદેયિ માતા—૬.
પત્રે ઠરચાં ઝાકળ બિંદુ સોએ,
મેદાન સંધું થયું ભીનું જોએ;
કેવું મઝેનું ફરવું પ્રભાતે,
લાગે જનોને સુખ છે હવા તે—૭.
વાએ ઘણી ટહાડ સવાર સાંજે,
એકુ ઉંફાળાં પટ કાંથિ લાવે;
બેસે કુંડાળે કરિ તાપણી ને,
ખાએછ પોંખો પછિ પાડિને તે—૮.
ન્હાણે ચડંતો અગથીજ દીઠો,
લાગે રવી ધૂમરમાંથિ મીઠો;

શોભી રહેછે વન તેમ સાંજે,
ઝાડો સુનાના ઢગ જેમ ભાસે—૯.
વાએ ઘણો જોરથિ વાયરો ને,
કંપે ઘણાં ઝાડ જનાવરો ને;
ઝાડોતણાં પાન ખરી પડે તે,
જોતાં દિલાસો દિલને મળે રે—૧૦.

## ઉનાળામાં.

(માલિની.)

સરસ પવન ટહાડો મંદ વાસીત આવે,
સકળ વસતુ અંગે હોંસ આનંદ લાવે;
વન ઉપવન સંધાં દીસતાં રમ્ય રંગી,
નવલ જ અનુરાગે પ્રાણિઓ છે ઉમંગી—૧.
વિધ વિધ વિધ રંગે ફૂલડાં શોભિ મ્હેકે,
ઉંચિ નિચિ ઘટ પત્રે વેલિયો ખૂબ લ્હેકે;
મધુરરસફળો તે સર્વને પાસ તેડે,
વળિ મિઠું પચરંગી પંખિયો ગાય કોડે—૨.
વિવિધ ફુલલતાએ ખૂલતા માંડવાઓ,
તરુણ તરુતણા છે ડોલતા છાંયડાઓ;
હરખથિ નર માદા પંખિ ઝૂલે હિંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાલી જ હોએ—૩.
પરવતતણિ ટોંચે મોર કોએલ આંબે,
મધુર રવ કરે છે ધન્ય સાદે જ લાંબે;

ચૂત તરૂપર તાજા મોરતા ગુચ્છમાં તે,
મધુકરજુથ ઘુમે હર્ષ ઘેલાઇમાં રે—૪.
દિવસ સુરભિ મારે ફૂંમળો સૂર્યતાપે,
નિરમળ શશિયોગે રાત તો રમ્ય લાગે;
સરસ ફુલ પરાગો ઠામઠામે જ ઉડે,
નિરખિ સકળ તૂંમાં ભાવથી કો ન બૂડે—૫.
અતિસ ગરમ કીર્ણે સૂર્ય સંચે પ્રકાશે,
મૃગજળ બહુ ભાસે ક્ષારવાળી જગાએ;
સખત લુ વરસે ને ઓદિશા શૂન્ય થાએ,
નદિસરવરકેરાં પાણિ સૂકાઇ જાએ—૬.
બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલાં,
ઘર સુકિ કરવા તે રે પ્રવાસો ન રહેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરંતાં લોક થાકીજ જાએ—૭.
ખુબ લટકતિ આંબે દીસતી કેરિઓ ને,
અવર ફળ ઘણાઓ દે રસો મિષ્ટ મોને;
હરિત ગુરૂ તરૂઓ શોભતાં પાતરાંથી,
સુખ સરસ જિવોને આપતાં છાંયડાથી—૮.
પરવતનિ તળેટી તેથિ થોડેક દૂરે,
સુણું અટકતિ ગાતી કુંજ ધીમેજ સૂરે;
સરખિ મધુર ચૂં ચૂં કૂપસારંગિ વાગે,
છરર પડતું પાણી નિર્મળું રમ્ય લાગે—૯.
ચરિ કરિ વળતું તે પાછું ગોવાતું જોણું,
રૂડું કરતુંજ બેં બેં ટોળું ઘેટાંનું જોણું;

વળિ રમણિય જોઈ ચંડ દીનાંત સીમા,
રસ પિઇ બનિ કેફી રે સમૂં પોકર્ણીમાં—૧૦.

---

## ચોમાસાંમાં.

(મંદાક્રાંત.)

તૈયારી છે સુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંચૂં દીસે પવન ન હિલે શાંત રૂડું ગભીર;
શોભા વર્ણું શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદીએ હરખથિ નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા—૧.
કેવો થંડો પવન અતિસેં જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથિ બહૂ વાદળી કાળિ જો રે;
આહા કેવૂં પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહોઃ આવ્યો ખુબ વુઠિ પડ્યો મેઘ મોટીજ ધારે—૨.
ચારે પાસે વિજળિ ચમકે ઊપરા ઊપરીરે,
ગાજી રેહે ગરજનથકી રાન આખૂં વળીરે;
વ્યાઘ્રો સિંહો અતિસ તડુકે ઝાડ મોટાં પડે રે,
જોતાં ત્રાસે પ્રથમ નિકળ્યો તે પ્રવાસી મરે રે—૩.
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને લવ નવ બિહે જોઇ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનૂં ને,
દુઃખી અસ્ત્રાઃ મરણ ઇછતા સુસ્ત તે રંગ જૂએ—૪.
ચાલ્યાજાએ ગડ ગડ ગડી આ ભડાકા-કડાકા,
વીજો ચળકે જળ ખુબ પડે વાયુ લેતા તડાકા;

વાંસો ફુટે તડ તડ ફુગી રાન થાએ કરાળ,
ઓયો વીના સરવર તટે બૂમ પાડે મરાળ—૫.
ન્હાડે મોરો થન થન કરે સૂર ઊંચૂં લઈને,
આંબા ડાળે કરતિ ટહુકા ખૂબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલતા કૂદતા ને,
પીએ તોએ પય પય કરે આકળા ચાતકા તે—૬.
પાણી પાણી સકળ વનની કુંજમાંહે મચે ને,
ન્હાડી ભૂમી ચકચક બને સાફ ધોવાઈને રે;
થંડી મીઠી અનુકુલ હવા થાય તાંહાં પછીરે,
દર્દી જાએ દરદિજનનાં રમ્ય પાણી હવાએ—૭.
એડૂ લોકો શરિર ભિંજવી ખેતરે કામ કર્તાં,
જેને થાએ શરદિ ગરમી થોડિ રે અન્ય કર્તાં;
આહા જોતાં બહુ નવ નવા રંગના જીવ રંગો,
થાએ ડાચો સમજણથકી જીવ મારો નચંતો—૮.
ન્હાડો લાગે રમણિય બહૂ છેક જંગાલિ લીલા,
કોઈ ભૂરા ધુમરથ કે તો કોઈ આઝાજ લીલા;
ઊંચે જોઉં પરવત ચડી તો ઘણાં અભ્ર રંગી,
નીચે જોઉં ભરપુર ઝુલ્યાં ઝાડનાં ઝુંડ રંગી—૯.
આડો જાતો બહુ પવનથી મેઘ ઊંચેથિ જોવો,
એતો લાગે ધુળ ઉડિ રહી વા દિસે ધૂમ્ર ગોટો;
સિંધૂ ન્હાડો તરુ નભ સહૂ એક રંગે મળ્યાં રે,
માટી રાતી ભિનિ ભિનિ અને ઘાસ લીલાં ભિનાં રે—૧૦.
ઊંચે તર્તાં વિધ વિધ કહૂં શોભતાં વાદળાંઓ,
આકારે જે તરુ પશુ જિવો પંખિ જેવાં ઘણાંઓ;

વળિ રમણિય જોણ ચંડ દીનાંત સીમા,
રમ પિઇ બનિ કેકી રે સમૂં પોકળીમાં—૧૦.

---

## ચોમાસાંમાં.

(મંદાક્રાંત.)

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંચૂં દીસે પવન ન હિસે શાંત રૂડૂં ગભીર;
શોભા વર્ણૂં શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદીએ હરખથિ નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા—૧.
કેવો થંડો પવન અતિસે જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથિ બહૂ વાદળી કાળિ જો રે;
આહા કેવૂં પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહોઃ આવ્યો ખુબ તુટિ પડ્યો મેઘ મોટીજ ધારે—૨.
ચારે પાસે વિજળિ ચમકે ઉપરા ઉપરીરે,
ગાજી રેહે ગરજનથકી રાન આખૂં વળીરે;
વ્યાઘ્રો સિંહો અતિસ તડુકે ઝાડ મોટાં પડે રે,
જોતાં વામે પ્રથમ નિકળ્યો તે પ્રવાસી મરે રે—૩.
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાતે લવ નવ બિહે જોઇ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનૂં ને,
દુઃખી અસાઃ મરણ ઇછતા સુરત તે રંગ જૂએ—૪.
ચાબ્બાજાએ ગડ ગડ ગડી આ ભડાકા કડાકા,
વીજે ચળકે જળ ખુબ પડે વાયુ લેતા તડાકા;

વાંસો ફુટે તડ તડ કરી રાન થાએ કરાળ,
ઓઓ વીના સરવર તટે ઘૂમ પાડે મરાળ—૫.
ન્હાડે મોરો થન થન કરે સૂર ઊંચું લઇને,
આંબા ડાળે કરતિ ટહુકા ખૂબ કોએલડી તે;
દાદુરો તે સરવર વિષે બોલતા કૂદતા ને,
પીએ તોએ પય પયકરે આકળા ચાતકા તે—૬.
પાણી પાણી સકળ વનની કુંજમાંહે મચે ને,
ન્હાડી ભૂમી ચકચક બને સાફ ધોવાઇને તે;
ઠંડી મીઠી અનુકુલ હવા થાય તાંહાં પછીએ,
દર્દી જાએ દરદિજનનાં રૂપ પાણી હવાએ—
એકુ લોહ્રો શરિર ભિંજવી ભીતરે કામ કર્તો.
જેને થાએ શરદિ ગરમી થોડિ તે અન્ય કર્તો
આહા જોતાં બહુ નવ નવા રંગના જીવજંતો,
થાએ ડાહ્યો સમજણથકી જીવ મારો નચંતો—૮.
ન્હાડો લાગે રમણિવ બહૂ છેક જંગાલિ લીલા,
કોઇ ભૂરા ધુમરથકિ તો કોઇ આછાજ લીલા;
ઊંચે જોઊં પરવત ચડી તો ઘણાં અભ્ર રંગી,
નીચે જોઊં ભરપુર ખુલ્યાં ઝાડનાં ઝુંડ રંગી—૯.
આડો જાતો બહુ પવનથી મેઘ ઊંચેથિ જોવો,
એતો લાગે ધુળ ઉડિ રહી વા દિસે ધૂમ ગોટો;
સિંધૂ ન્હાડો તરુ નભ સહૂ એક રંગે મળ્યાં રે,
માટી રાતી ભિનિ ભિનિ અને ઘાસ લીલાં ભિનાં રે—૧૦.
ઊંચે તર્તાં વિધ વિધ કહૂં શોભતાં વાદળાંઓ,
આકારે જે તરુ પશુ જિવો પંખિ જેવાં ઘણાંઓ;

કાંણાંવાળા ધું ધું ધું ધું ધું ધૂં વાંસ પોલા કરે રે,
તેનો કુંજે પ્રિય કરણને ખૂબ લાગે ખરે રે—૧૧.
કો કો ઠામે ડુંગરપરથી ધોધ મોટા પડે રે,
જેમાં રૂડા સુરજ કિરણે રંગ ઝાઝા બને રે;
એને જોતાં અચરત થઈ કાં ન તૂને રતવૂં રે,
ધો ધો ધો ધો મધુર સુણતાં કાં ન લ્હેરે સુણીં રે—૧૨.
વ્હાણે સાંજે રૂડું ધનુષ જે આસમાને જણાએ,
જોતાં તેને નિરભય તરે કો ન આનંદમાંહે;
થાએ જોતાં નદિ ભરપુરી કેમ ના મંન મોટૂં,
સૂણે પાણી ખળ ખળ થતું કેમ ના સ્હેજ લેટૂં—૧૩.
હોડી ચાલે છર છર કરી કાપતી પાણિને ને,
ખેંચી બાંધ્યા પવનથકિ આ તેય ફૂલે મડો તે;
બારા વાળી નનિ રહિ જુઓ બાજુ પાણીભણી રે,
સંધ્યા કાળે તટ નિરખવૂં મોજ આહા ઘણી રે—૧૪.
શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં,
ઝાડો લીલાં વિવિધ ફુલડાં વંન ને વાડિઓમાં;
મીઠાં ખાસાં સરવરતણાં નીરતો નિર્મળાં ને,
મેદાનોમાં હરણ બકરાં ગાય ઘેટાં ચરે રે—૧૫.
આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યો રે,
તારાઓ જે સુઝઈ રડના શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિસ કમળો ચંદ્ર સારો થયો ને,
પાવા માંડી ફરિ મિઠિ સુધા ધન્ય તેણે સહૂને—૧૬.
રાતે ચાંદો અધવચ ઠરે થંડ આકાશમાં ને,
તારા સઘા ચળકિજ રહે ખૂબ ગંભીરતાએ;

શબ્દો લાગે દૂરથકિ થતા આક્ષિના મિષ્ટ કાને,
વાયૂ આવે ફરફર વળી એ મઝો કોણ જાણે !—૧૭.

(૫૬.)

પ્રેમચંદાની હું બલીહારી રે, રસીક જન સોએ; પીએ અંમૃત તો નરનારી રે, અંશી જન હોએ. ટેક. ચંદા મળે હવે માહરે રે, કરવી તે કોની આશ; જંજાળથી છુટકો થશે રે, પીણ અંમૃત હોસે હાસ રે—અંશી૦ પીએ૦ પ્રે૦ પી૦ ૧. એ અંમૃત એવું વ્યાપિ રહે રે, તનમન ભરપૂર થાય; બાહ્યાંતર આનંદમો રે, સહુ તાપ સમૂળા જાય રે—અંશી—૨. રૂવે રૂવે ઠંડક બહુ ઝરે રે, લ્હેરથી આંખ મીચાય; ચંદા ચરીત્ર સંભારતાં રે, સેજ સૂખથી ઊંઘાય રે—અંશી—૩. સ્વપ્નમાંહે ફરી જો રમૂં રે, શુભ રંગ ચંદા સાથ; રસ ઘૂંટડે થી પીપિ ધરૂં રે, છાતી સરસી સલૂણી જાત રે—અંશી—૪. ઘોર નિદ્રા કરી જાગું તારે, સત્વ ગુણી સોહાણી; ચંદા ફરી નીહાળતાં રે, બનું સચ્ચિદાનંદ શું ગાણી રે—અં૦—૫. ચંદા નર્મદ તે એક જગે રે, પાસે પરસ્પર જોય; રંગે રૂપે બે સરીખડાં રે, ખૂબ અનુપમ રસમાં સોય રે—અં૦—૬. ચંદાનર્મદ પછી બે નહીં રે, એકજ બીંબ દેખાય; જે પિગળી ગંગા બન્યૂં રે, જેમાં પીનેં પ્રેમીજનો ન્હાય રે—અં૦—૭.

## શરદ પુનમની રાત.

(ગરબી.)

ઉઠો બેહેની સાહેલડીરે સહુ ગરબા ગાઇયે, હાં હાં રે સહુ ગરબા ગાઇયે. ૧. વળી હરી ત્વરિત અલબેલડીરે સખિ પ્રેમે ગાઇયે, હાં હાં રે સખિ પ્રેમે ગાઇયે. ૨. ખુબ ખીલી શરદની રાતડી રે રંગ ભરી ભીની છે, હાં હાં રે રંગ ભરી ભીની છે. ૩. જુવો ગભિર ગગનની ભાતડીરે ભલી ભૂરી ખીલી છે, હાં હાં રે ભલી ભૂરી ખીલી છે. ૪. જોઈ ચંદ્ર નખેતર છાતડીરે ઠરી સુખે ફુલેછે, હાં હાં રે ઠરી રસે ફુલેછે. ૫. નંદિ નિર પરવતની વાતડીરે શી હરખ હસેછે, હાં હાં રે કેવી હરખ હસેછે. ૬. કુમુદાદિક ફુલ જાતડીરે ખુલિ રત્ત રહેછે, હાં હાં રે ખુલી રત્ત રહેછે. ૭ સખી રાગમસ્ત બની ઘેલડીરે, ગુણી ગોવિંદ ગાઇયે, હાં હાં રે સખિ ગોવિંદ ગાઇયે. ૮. થઈ નિરમળ રંગની રેલડીરે હવે લાહણી લાહિએ, હાં હાં રે હવે લાહણી લાહિયે. ૯.

---

## વસંતઋતુ.

(હોરી.)

અલબેલા ખૂબી ખીલીરે, ફાગે ફૂલતી ઋત રમી. ટેક.
નવલ લલીત વેલી ફૂલો રંગીન, ભાતની ધાટડી ધાલીરે;
ગોરી ગુણધારી ઘણી ઊપકારી છે તનુ પીમળવાળીરે, ફાગે૰

૧. ભ્રમરકુચ્ગોલ પીકસહ માલિણી, મોહિની સૂરની રૂરીરે; રાગ રસ ફુલી આનંદથી ઝૂલી સર્વ જગે સુખ નૂરીરે, ફાગે૦ ૨. નરમદ બાલ છે સલૂણી સાધવી નીતિહયે અસવારી રે; સુજીવનકારી વસંતની નારી, રેલડી રંગની બારી રે, ફાગે૦ ૩.

---

## વસંતઋતુ.

(હોરી.)

ફૂલ્યો ફૂલથી ફાગ—ગીતડાં ગાની રસાળાં—ફૂલ્યો ફૂલથી ફાગ, ખુલ્યો ખૂબ સુબાગ, રચ્યો રંગથી માગ, મચ્યો મસ્ત સુરાગ, ખર્યો શોક અથાગ, વસ્યો બહુ અનુરાગ, બીજો આવો ન લાગ, ગીતડાં૦ ટેક. વેશવિષે નવ લેશ ઉણૂંરે, વેશવિષે નવ લેશ ઉણું, નવરંગી ઉમંગી બાલા. ફૂલ્યો૦ ગીતડાં૦ ૧. નીચે ફૂલો ને ઉંચે પંખિયો તે, મનોહર લાગે કાલાં; આંખે જોણ ને કાને સુણૂં રે, આંખે જોણ ને કાને સુણૂં, ગુણ ગોવીંદના ધન વાહાલા. ફૂલ્યો૦ ગીતડાં૦ ૨. બ્હાર આનંદ માંહે પણ આનંદ, થયાં ખસી તમ અજવાળાં; માટી અધાર સહૂ સલૂણૂં રે, માટી અધાર સહુ સલૂણું; સમી સાંજ સમે ગોવાળાં. ફૂલ્યો૦ ગીતડાં૦ ૩. શોભે નારી ઘણીજ કુંવારી, વળી નવપલ્લવ ડાળાં; વસંત લીલાની લેરે ઘુણૂંરે, વસંત લીલાની લેરે ઘુણું, થયા ઊભાજ નર્મ નીમાળા. ફૂલ્યો૦ ગીતડાં૦ ૪.

---

## ખેડુતની હોળદેવી.

(ગરબી.)

ધંન છે ધંન છે ધંન છેરે, હોળદેવી તુને તો ધંન છે. ટેક. તારા ઉપર તો જગત જીવેછે; આધાર તાહરો તદંન છેરે, હોળ૦ ૧. લીલોતરી સહુ તુંથી ખીલેછે; નૂરે શૂરે ભર્યાં જન છેરે, હોળ૦ ૨. થોડી સેવાએ ઘણો આપે વર; મૂઠી લઇને દે ટંન* છેરે, હોળ૦ ૩. સાદી રંગીલી ઉદાર મેહેનતુ; કરે જમીનનું પીજંન છેરે, હોળ૦ ૪. તારા પુજારી સુખી સંતોષી; સદા નિરોગી મગંન છેરે, હોળ૦ ૫. તારા દેહરાંની શોભાથી સીમા; ઋત ઋત રંગમાં પ્રસંન છેરે, હોળ૦ ૬. આકાશ ઘૂમટ રંગિત સુશોભિત; તેવુંજ રૂડું આસંન છેરે, હોળ૦ ૭. પંખીની હાર તે તોરણ રૂપે; ગાને ગાજી રેહ ગગંન છેરે, હોળ૦ ૮. તોફાની વાયુ ને વીજ ચમકારા; ગર્જડાટે શોભતું વંન છેરે, હોળ૦ ૯. દુનીયામાં દોલત તરેતરેની; મોટી સાચી રૂડી અંન છેરે, હો૦ ૧૦. દેવી દેખતાં દીલ તો ડોલે; જાય પડી લેહેરમાં મંન છેરે, હોળ૦ ૧૧. ગુણો નર્મદ તે શા શા ગાએ; દેવી તો ભીડભંજંન છેરે, હોળ૦ ૧૨.

---

## વડનું ઝાડ.

(શિખરિણી વૃત્ત.)

ન તે જાતી જેનાં, ફળ બહુ જ નામી જગવિષે,
પરંતુ વૃક્ષો આ, ઉળખ ઘણિ જેની હિંદુવિષે;

---

*ટન એટલે ૮૦ મણ.

વળી જે આ કાળે, રસિક ગુજરાતી જ અથવા,
બિજા બૌ પ્રાંતોમાં, નિજ ભુજ પસારિછ ટકતા. ૧.
ફુટી લાંબાં પોળાં, અતિશય જ ડાળાં વિટિ વળે,
જટા પૃથ્વી ફોડી, અસલ મુળિઆં સાથ હળિજે;
અને બેટીઓ તો, જનુનિતરુને ભેંટિ ઉછરે,
દિસે છાંયો જાણે, બહુજ કદવાનૂ સ્તંભ નગરે. ૨.
ઘટાણથી આવી, વળિ દિસતિ મેરાબ સરખી,
લિચો વીચે વાટો, ખડ ખડ કરે નાદ હરખી;
વળી થંડા વાયે, સુપવન રુંધાઈ પસરતા,
સુએ થાક્યા ભાથૂં, જમિ જળ પિ મૂસાફર જતા. ૩.
વસાવે ચોપાસે, પિપળ બહુ આંબા તડતરે,
સિમાડા તે મધ્યે, જલ ભરિત ખાડા નિરમળૂ;
પશૂપક્ષીની તે, તરસજ મટાડે હર ઘડી,
વળી ભેંસો તેમાં, ઉલટથકિ નાહે પડિ પડી. ૪.
છુટે ગાડાં ગાડી, બળદ વિશરાંતી સહુ લિયે,
નિચા શ્વાસો મેલી, ખડ જમિ હવાડે જળ પિએ;
ટ ટં ટં ટં ઘંટા, કદિ ઘણણુ ઘંઘં કરતિ છે,
જેના નાદે ડોલી, બળદ સહુ કાપે મજલને. ૫.
(મિશ્ર.)

---

## શુક્રાને બારણે તોરણ.

(અરિલ વૃત્ત.)

દેખિયે શુભ લટકતૂં તોરણ બારણે,
હશે મંડપ માંડવા મંદિર કારણે;

સુંદર રચ્યાં મંડપ ગુફે નામી જને,
જાણવું અશક્ત બાંધવા તોરણો અને. ૧.
પ્રભુ ધારે પ્રસંન્ન કરી મહા કામ રે,
કિંચિત દિસે લાંછન તોરણ ન કોતરે;
તુર્ત ઊગી પસર્યૂં બહૂ વડવૃક્ષ રે,
કિધું કમાન તોરણ દીપતું ભારિ રે. ૨.
ભયાશ્ચર્ય લાગે બહૂ ઉંડાણમાં,
જોવી લીલા ઝાડ પ્હાડ રેડાણમાં;
ભમવૂં દિન રાત તાપ ઝાંખા બહુ ટાડમાં,
દેખિ સૃષ્ટિ રમણીય ભજવા પ્રભુ પાડમાં. ૩.

---

## ઉપકારને બદલે અપકાર.

(ચોપાઈ.)

કેતકિ રાત દિવસ ધૂમાય, ભમરો તે વળિ નાજ મનાય;
રાત દિવસ ચિત ચિન્તા ભરે, ક્યારે ભમરો તરપત કરે. ૧.
ગભરાતાં મન આવ્યું એમ, વચમાં કાંટો નડતો કેમ;
ખરે કનેથી કાંટો ખરે, તો તો મારૂં કારજ સરે. ૨.
બ્હાર રહે કાંટો દિન રાત, ભમરા સાથ કરેછે વાત;
બ્હારથકી એ પાછો વળે, ભીતરમાં મૂને ના મળે. ૩.
મનમાં છે કાંટાપર વેર, પણ સમજાવે ઉલટી પેર;
રેજે સાવધ કાંટા ભાઈ, ભમરો સહુને દંખે સાઈ. ૪.
કાંટો ખાઇગયો તે વાત, મંનથકી ના મૂકે ખાંત;
ભમરો ભૂંડો ક્યમ કેવાય, કેતકિ ચિત બીજી કંઈ લાહ્ય. ૫.

ચતુરો કાંટો ચેતી ગયો, ભમરાને પૂછતો થયો;
રીતી સમજાવી બહુ પેર, આખર તેને આણ્યો ઘેર. ૬.
કેતકિ ભમરો ભેગાં થયાં, એક બિજાથી સુખિયાં લહ્યાં;
વીજોગી સંજોગે સોય, તે કાંટાને લીધે હોય. ૭.

(દોહરા.)

કાંટો કેતકિને કહે, દુશ્મન જાણ્યો તેહ;
રખેવાળ છૂં શાહ્યણી, હૂંથી નચિન્ત રેહ. ૧.
બેન બન્ધુને ના ઇછે, બન્ધૂ ઇછે બેન;
પરવશ જનને લાગતૂં, બીજૂં સન્ધૂં બેન. ૨.
બેન બનેવી રેહજો, રંગ રંગમાં રોજ;
ડાહી રીતે ચાલજો, રહે ભાર ને બોજ. ૩.
કાંટો મન સમજી કરી, અંગીપડ્યો સુકાઇ;
ગુણ કરતાં અવગુણિ કહે, ત્હાં શૂં રેવૂં ભાઇ. ૪.

---

## દેસમેં આનંદ ભયો, જે જે વિકટોરિયા.

તા૦ ૧ નવેંબર સન ૧૮૫૮.

(દોહરા.)

ધન્ય જન્મ વિકટોરિયા, ધન્ય ઘડી પળ વાર;
ધન્ય અઢાર ઉગણીસ સે, તારિખ વિસૂ ને ચાર. ૧.
૭ ૯ ૮ ૧
ધન્ય રાણિ પદ પામિ સન, મુનિ વિક્રમ વસુ ચંદ્ર;
ધન્ય જૂનની વીસમી, બેઠી આસન ઇંદ્ર. ૨.
ધન્ય મુહૂર્તજ લાભનૂં, રાજ્યપદાભિષેક;
૮ ૩ ૮ ૧
ધન વસુ બળિ વસુ શશિ સને, જૂન આઠ વિસુ નેક. ૩.

ધન્ય ધન્ય વિક્ટોરિયા, ધન્ય રાજ દિન આજ;
જય જય દેશ સુધારમાં, માંગલીક શુભ કાજ. ૪.
રાણી ગુણ બહુ વરણતાં, કવિજન હારી જાય;
માન ઉપમાન મળે નહીં, તે તે તેજ ભણાય. ૫.
એમ આટપી નાખતાં, સંતોષે નહિં મંન;
ઉલટ ઉલટ રસ તો વધ્યો, ઝરણ ઝિલો સજ્જંન. ૬.
આજ કાલ પૃથ્વી વિષે, ઇંગિલીશનૂં રાજ;
વિજય વિજય સહુ દેશમાં, નહિં નબળાનૂં કાજ. ૭.
શરદ કમળ જ્યમ શોભતૂં, સ્વચ્છ નીર સહસાજ;
સુધરેલા સહુ રાજ્યમાં, ઇંગિલીશનૂં રાજ. ૮.
કમળ ગર્ભ સમ રાણિ છે, જગમાં બહુ વિખ્યાત;
પરદુખ ભંજન બુદ્ધિ તે, કરે સૂખ દિન રાત. ૯.
દિગવિજયી વિક્ટોરિયા, તેસમ નહિં કો આજ;
સુખ સંપત વરસાવતી, જગત ઇંદ્રની લાજ. ૧૦.
રાજ કાજ વેહવારમાં, નિપુણ ડાહિ શુભ વેશ;
સંપથકી તે ફેરવે, આણ રૂડિ બહુ દેશ. ૧૧.
બાળપણે વિદ્યા ભણી, સબળ અબળના ધર્મ;
રાજપાટને યોગ્ય તે, સમજે સઘળા મર્મ. ૧૨.
પંચતંત્ર નીતી ભણી, ક્ષમા શૌર્ય ઔદાર્ય;
આર્ય કૂળમાં જન્મ પણ, ભણી ગૂણ આચાર્ય. ૧૩.
કરે કષ્ટ દેહે ઘણૂં, વેઠે તડકો ટહાડ;
સૈન્ય વાદ્યના નાદથી, ધૂજાવે નહિં હાડ. ૧૪.
વચન પ્રમાણે ચાલતી, પ્રાપથકી પસ્તાય;
પ્રજા મિત્ર કૂટુંબને, યોગ્ય માન બહુ થાય. ૧૫.

અગુણિ ગુણિ રિપુ સ્નેહિને, કરિ પારખ લે પાર;
કદર ગુણીની જાણતી, ફરજ બજાવે સાર. ૧૬.
વિદ્યા હુન્નર કામ ને, સત્ય વાત અનુકૂળ;
હક સહુનો સંભાળતી, દીપાવે તે કૂળ. ૧૭.
વળિ ઘરમાં રૂડી ઘણી, સંપ બહૂ વરવેર,
વરવહુ પ્રીતી ધર્મને, સમજી કરે ન વેર. ૧૮.
સંતતિ સારી રાખતી, સંપ મચાવે ઘેર;
કૂળધર્મ આચારને, શીખવતી બહુ પેર. ૧૯.
અબળા બળ નહિં ઓછું કંઈ, કરે સબળ નિર્બળ;
અમળા કમળા કળ બહૂ, વિચારમાં અવિચળ. ૨૦.
ધન્ય દેશ ને ધન્ય જન, ધન્ય રાણિની દેહ;
ધન્ય રાણિના ગૂણને, અચળ રાજ શુભ રેહ. ૨૧.

(સોરઠા.)

બ્રહ્મ દયાથી આજ, અવસર રૂડો આવિયો;
રેશે સહુની લાજ, થયૂં રાજ શુભ રાણિનૂં. ૨૨.
હોય હરીની મેર, થાયે લીલાલેર સહુ;
ઓચ્છવ ઘેર ઘેર, લાભ લક્ષ આ દેશિને. ૨૩.
સર્વે ગૂણ તે પાસ, પ્રજા પાળતી પ્રીતથી;
પાડે પૂરી આસ, રાણી તે વિક્ટોરિયા. ૨૪.

(ત્રિભંગી વૃત્ત.)

વિક્ટોરિયા રાણી, જગમાં જાણી, સહૂ વખાણી, બહૂ પાણી; રૈયત દુખ નાણી, ન ગર્વ આણી, કરેશે લ્હાણી,

ધણિ શાણી; છુટ દે મ્હારાણી, દમે ન દાણી, ખુશિ સહુ પ્રાણી, શી કહાણી; બોલો સુભ વાણી, અવાજ તાણી, વધાવો વાણી, જય રાણી—૨૫.

(માલિની વૃત્ત.)

બહુ બહુ ઉપમાથી શોભતી રૂડિ રાણી,
હણિ દલદર જોશે દીલમાં પ્રેમ આણી;
વળિ ઘટિત ઉપાયે, દેશ સુધારવાની,
તજવિજ કરશે તે, બોલજો શૂભ વાણી. ૨૬.
જય જય જય થાઓ, રાણિ તારા રૂડા ઓ,
ભય ભય ભય જાઓ હિંદુનાં નાસતાં ઓ;
ડમ ડમ ડમ વાગો, રાણિ ડંકા સવારા,
ઝટ ઝટ ઝટ જાગો, દેશના ઓ સુધારા. ૨૭.

દોહરો.)

બુદ્ધીવર્ધક સર્વને, વિનતિ કરે આ ઠાર;
રાણી શ્રીનો આ સમે, બોલો જે જેકાર. ૨૮.
ઇશ્વર રાણીનું રક્ષણ કરો.

---

## આલબર્ટનું મૃત્યુ—રાણીને દિલાસો.

(દોહરા.)

દેશદિવો ઘરછત્ર ને રાણીનો ભરથાર;
ગયો ઊડિ આ લબર્ટ તે, જસવંતો સરદાર—૧.

દેશ લાભમાં બહુ કરયૂં, કરવૂં ધારયૂં સાર;
ગયો ઊડિ આલબર્ટ તે, ઉત્તેજન દેનાર—૨.
"મ્યૂ*ઝિયંમ" નાં કામમાં, ઘણિ મ્હેનત લેનાર;
ગયો ઊડિ આલબર્ટ તે, તન મન ધને ઉદાર—૩.
જુવાનિની સમિ સાંજરે, રડતી રાખી નાર;
ગયો ઊડિ આલબર્ટ તે રાણીનો દિલદાર—૪.
એકસેઠ ડીસેંબરે, તારિખ દશ ને ચાર;
ગયો ઊડિ આલબર્ટ તે, રાજમ્હેલ સણગાર—૫.

(લાલત વૃત્ત.)

દુખડું રાણિ ઓ તુજને થયૂં,
હઈડું તાહરૂં રે તુટી ગયૂં;
જખ્મ તો નહીં ન્હાનિસૂનિ રે,
કદિ ન જાય તે વીસરાઇ રે—૬.
શિર ઉપેર છે દેશભાર રે,
ધરતણો બિજો તે ગયો અરે;
સરવ સૂખમાં સૂખ મોટું રે.
પતિતણૂં ખરૂં બીજું છોટું રે—૭.
બહુજ થાયછે શોક હમને,
અતિસ થાય ના કેમ તુજને;
ફરતિ સૂણિ છે તેનિ સાથ રે,
ફરતિ સૂણિરૂં એકલી અરે—૮.
બળતરા બહૂ દેખિ દીલની,
દિલગિરી વધે દેશદીલની;

---

* સંગ્રહસ્થાન.

પરમ પ્રીય તે મૂકિને ગયો,
મનસુખો બધો મંનમાં રહ્યો—૯.
સહુ કુટુંબનો બાપ બાપડો,
સહજ ખાટલે તાવથી પડ્યો ;
જિવ જતાલગી ઓળખી તુને,
સ્મરણ સાલશે હર્ઘડી તુને—૧૦.

(દોહરા.)

ઓ રાણી દુઃખ તો ઘણૂં, પણ શૂં કરિયે બાઇ ;
ઇશ્વર ઇચ્છા એવિ ત્હાં, રેહવૂં ધીરજ સાઇ—૧૧.
સર્વ વાતની અનુભવી, સુખ દુખ વેઠયૂં છેજ ;
ઢંગ જોઈ સંસારનો, દીલાસો દઇ રેહ—૧૨.
શોકથિ તંન બગાડતાં, બગડે કારોબાર ;
પરીવાર દુખિ થાય ને, રૈયત વળી અપાર—૧૩.
સહુ સમજે છે માવડી, પણ સૂચવિયે આજ ;
રાંકડિ રૈયતસારૂ તૂં, સમજી શોક સમાવ—૧૪.
પ્રિયપતિ મૃત્યુ નિમિત્તનાં, ધર્મકૃત્યેથી રાચ ;
એજ વિનંતી સર્વની, દિલથી નિકળે સાચ—૧૫.

(માલિની.)

કર કર કર રાણી, કીજ તૂં દેશઅર્થ,
ભર ભર ભર પેટો, રંકનાં હે સમર્થ ;
સકળજ હક આપી, તૂં પ્રજાના ખરા તે,
અહિં તહિં સુખ લે રે, સાચું તૂં દીન રાતે–૧૬.

(દોહરો.)

દેશીઓની તરફથી; કહે નર્મદા ક્ષેમ;
બાસઠ જાનેવારિની, ચોવિસમીએ એમ—૧૭.

---

## પ્રોફેસર પાટન.

(ગરબી.)

પ્રોફેસર પાટન હિતુ હમારા, કર્યું પરમારથ કાજ જો; સ્ત્રી કેળવણીનું બીજ રોપ્યું, જાણી અબળા દાજ. ધન પાટન સાહિબ૦ ૧. બીજા જનને મેનત લઈને, સમજાવ્યા બહુ પેર જો; લાજ ટેક સહુ દૂર ખસેડી, કર્યા જ ઘેર ઘેર. ધન પા૦ ૨. નીજ વિચારતણા કરિ સહુને, પછી કઢાવ્યું ધંન જો; ધંન કઢાવી નીશાળ થાપી, કર્યું અરપણ તન મંન. ધન૦ ૩. કર્યા ઉપકારો નાજ વળાએ, ખરે કહિયે મહારાજ જો; ન્હાની ગરબીમાં મુખ ન્હાને, ગાતાં આવે લાજ. ધન૦ ૪. સ્ત્રીને શિખવી દેવી છૂટો, એ અહીં નોતી ચાલ જો; એ પર રૂડો મોટો આવ્યો, દૂર કર્યાં સહુ આળ. ધન૦ ૫. સ્ત્રીથી સુધારા છે સઘળા, એનું કરાવ્યું જ્ઞાન જો; પશ્ચિમ હિંદુસ્તાન જનો સહુ, દેછે તમને માન. ધન૦ ૬. રોપેલાં બી ને ફળ આવ્યાં, ત્નેવા ન રહ્યા આજ જો; એ મોટી દલગીરી હમને, રહ્યાં હમે વણ તાજ. ધન૦ ૭. મંદહસંતૂં મનહર મુખડું, ઠરતાં જેને જોઈ જો; અણચીંત્યૂં તે ગયું કરમાઈ, રહ્યાં હમે તો રોઈ. ધન૦ ૮. જો જીવંતા હત તો આજે, અંગે હરખ ન માત જો; દેખી ઉ-

હીમ વાધત સહુને, વેલી સુધરત જાત. ધનં૦ ૯. રહો નિરંતર સ્વર્ગે રૂડા, સ્ત્રીકેળવણી તાત જો; એ આશિષ હમ અબળા સહુનો, ખરે ખરો દિનરાત. ધન૦ ૧૦. સમરણ કરતાં નામ તમારૂં, મળેજ ઉત્તેજન જો; ઉદ્યમ કરિ સુધરીશૂં વેલાં, યશ તમને સજ્જન. ધન૦ ૧૧.

## પારસી છોકરીઓની નિશાળને મદદ આપનારા વિષે.

જરતોરતી જે જે કાર, જગતમાં જાણીતો; કારજ બહુ કીધાં સાર, રીઝે રાણી તો. ટેક. કોમ સુધારે ધનવંતા બહુ, ધરમ ધુરંધર હોયરે; નિરધન પામે સુખડાં ભારી, ઘેર ઘેર આનંદ જોય. જગતમાં—જરતો૦ ૧. નાત અભીમાન અદકૂં જાણે, નિરધનની પુરે આસરે; પારસી શેઠો ધરમી સારા, કરે સુધારા ખાસ. જગતમાં—જર૦ ૨. નિજ હસ્તક કરિ લીધી સઘળી, છોકરીઓ નીશાળરે; કેળવણી રૂડી આપવા સાર, કાઢી નાણાની થાળ. જગતમાં—જર૦ ૩. પટેલ ફરામજી નોસરવાને, આગેવાની લીધી રે; મોટી રકમો ધરમે કાઢી, રૂડી પટેલાઈ કીધી. જગતમાં—જરતો૦ ૪. નામીચા કામાવાળાઓ, તેપણ નહિં પછવાડે રે; ઝટ ઝટ કોથળી આગળ કીધી, વાહવા તેતો ઊરાડે. જગતમાં—જરતો૦ ૫. ખરસેદજી ને ધનજી ભાઈએ, વળી સુનાબાઈ માતરે; ઉદારપણૂં ઘણું ઘણું સહુ કીધું, નામ રહે દિનરાત. જગતમાં—જરતો૦ ૬. બેરામજી જીજીભાઈ મોટા, પીઠી માણેકજીયરે; એ આદી લઈ બીજા શેઠો, સખી ઘણાં તે જીવ. જગતમાં—જર૦ ૭.

પંદર હજાર તો પેલે મળવે, થયા ઝડપથી વેલરે; શું છાતી તેઓની કહિયે, સરવ સખાવત સેલ. જગતમાં— જરતો૦ ૮. ઓળખા જાતી સુધરશે ને ઘણિ ઘણિ કૂવા દેશેરે; વિદ્યાદાન તો સહુથી ચઢતું, રહો સદા રૂડે વેરા. જગતમાં—જર૦ ૯. નવરોજજી સોરાબજી બેહુ, રૂડો કરે કારભારરે; એ બેની મોટી મેનતપર, સઘળો છે આધાર. જગતમાં—જર૦ ૧૦. ધન ધન છે સખિ તમને શેઠો, નામ અમર સહુ એમરે; પરમારથ પુંનય ઝાઝાં કરજો, સૂખી અહીં તહીં તેમ. જગતમાં—જર૦ ૧૧.

---

## પેગંબર જરતોસ્ત.

(દોહરો.)

ખુદ હજરત જરતોસ્ત જે, પેગંબર કેવાય;
ટૂંકિ તવારિખ તેહની, હોંસે અહિં શીખાય—૧.

(ચોપાઈ.)

પારસિ કોમે ઇજ્જત દીધ, પાદશાહ જમશિદ પરસીધ;
ધરમ સુધારો ધાર્યો ખરો, પણ પૂરો તેથી ના થયો—૨.
પૂરો તો જરતોસ્તે કીધ, શુભ રસ્તો દેખાડી દીધ;
અહુરમજ્દે ફરમાવ્યું જેમ, જરતોસ્તે સમજાવ્યૂં તેમ—૩.
બાપ નામ પૌરુશસ્પ જાણ, ફ્રેદુનની ઓલાદે માન;
માતનું દોગ્દો નામ વખાણ, ધન ભાયગ બેના પરમાણ—૪
રએ સ્હેર તિહરાનનિ પાસ, જન્મ્યો ત્યાં જરતોસ્ત સુવાસ;
સાલ નનકી કોઇયે ભણ્યૂં, (તોબી)ચાર હજારતિ ઊપર ગણ્યૂં—૫

ખોરદાદ સાલજ પરસીય, જનમ દિવસ સાચો તે સીય;
ફરવરદિન ખોરદાદરોજ, સહુને યાદ રહે તે રોજ—૬.
થયો સમજતો જારે તેહ, તકરારો કરતો બહુ રેહ;
મુરતી પૂજા જાદૂ હણે, દુરાંમનની સંખ્યા નવ ગણે—૭.
એક દિવસ કંટાળી ગયો, વ્હેમિ વતનથી દૂરજ થયો;
બલખ જતાં નદિ આવી જેમ, તરી પાર તે ઉતર્યો તેમ—૮.
કુતેથિ ખૂશી અંગે ભરે, ખુદાતણી બંદગી કરે;
માંગી અક્કલની બખશેશ, તેથી જાણ્યૂં રેસે રેસ—૯.
નજર દોડવી ત્યારે પાસ, એકાંતે બાંધ્યૂં મત ખાસ;
મુખ્ય ખ્યાલ ત્રણ નક્કી કર્યા, જેમાંથી બીજા નીસર્યા—૧૦.
"ખુદા સહૂથી ઊંચો રેહ, અને સહૂથી પ્હેલો એહ;"
"સચ્ચાઈને ચાહે જેહ," "કુદરતને વધારે તેહ"—૧૧.
બલખમાં નામાંકિત થયો, સૂરજ તે ના છૂપો રહ્યો;
ગુસ્તાસ્પે પણ જાણી વાત, ભીંડે દાનાવોસૂં બાથ—૧૨.
એકવાર મોટી તકરાર, થઈ કચેરીમાં નિરધાર;
હરિફો હાર્યા જેવા થયા, તેજી મ્હોડાં ઉતરી ગયાં—૧૩.
ઘણિ બદગોઈ છૂપા કરે, જરતોસ્તો હલકો ક્યમ ઠરે;
જૂઠૂં ભેરવ્યૂં પાદ્શા કને, જેણે કેદી કીધો અને—૧૪.
એક સમે પાદ્શા પીડાય*, તેના ઊપાયો ના થાય;
વજીર ને દાનાવો બહૂ, થાક્યા જુકતી શોધી સહૂ—૧૫.
બંદીખાને પ્હોંચી વાત, ખુશી થયો જરતોસ્ત સુજાત;
ખબર કરાવી મારફતથી, તે સાંભળજો કહુછૂં કથી—૧૬.

---

* શરીરના આજારે નહીં પણ ચિંતાથી.

ચાર વાતની દે કબુલાત, ઉપાયોની કહું પછિ વાત;
"મૂને પેગંબર સત માન" "તો પીડા વળિ જાએ જાણ"—૧૭.
"તારો પુત જે અસપંદિયાર" "તે પણ મુજને માને યાર"
"રાણી પણ વળિ તારી તેહ" "મુજને પેગંબર કરિ કેહ"—૧૮.
"વ્હેમી જાદુગર જે લોક" "જેઓના આ દેશે થોક"
તેઓએ મૂકયૂં તોહમત્ત" "બોલાવી પૂછી જો સત્ત"—૧૯.
"કબુલ કરે વાંકો જો તેહ" "છોડી દે કે સૂળી દેહ"
"નવ માને તો ઘટતી સજા" "થાએ તેવી દઇ દે રજા"—૨૦.
ચાર વાત પછિ મંજુર કીધ, તેથી પાદ્શાએ સુખ લીધ;
પેગંબરને કીધા સાહ્ય, જેથી મત ફેલાવો થાય—૨૧.
"દેનાંમાજદિયશનિમ" એમ, નામે દીનનૂં રાખ્યૂં એમ;
એ રીતે જરતોસ્તનું માન, ગાજી રહ્યું પછિ ઠામે ઠામ—૨૨.
જરતોસ્તી ઉમર આણીસ, પાસ્છે દિન માની તજિ રીસ;
ઉમર સાડી સિત્તોત્તેર, પેગંબર મૂઓ કહું કેર—૨૩.
તુર્કસ્તાન તણો પાસ્છાય, કરિ હલ્લો ઇરાને જાય;
હાર થઈ ગુસ્તાસ્પી બહૂ, પેગંબર ગભરાયો કહૂં—૨૪.
બંદગિ કરવા બેઠો હતો, દુસ્મન ઘા ભૂંડો કરતો;
દએ મહા ખોરસેદ રોજ, જરતોસ્તી દીસાની મોજ—૨૫.
(ભાષાંતર.)

---

## કવિતાના જોસ્સા બાહાર પાડવા બાબત.

(દોહરો.)

કાગળ વાંચી તાહરો, થયો છઉં રળિયાત;
નિર્ભે થઇ નિત પૂછજે, અંદેશાની વાત. ૧.

(ઓખાહરણનો ઢાળ.)

કવિતા કરવાનું મન બહુ થાએ, પણ તેમ કરી ન શકા-એ; માટે આજીજીથી લખાએ, હુંથી જલદીથી કેમ શી-ખાએ. ૧. જોઈ કાગળે નમ્રતા સારી, તેથી શરમીંદો છઉં ભારી; જેવી ઊલટ શીખવે તારી, તેવી શીખવવેછે મારી. ૨. હાલ વાત કહૂંછૂં આર, પણ તેને તૂં ખૂબ વિચાર; રૂડી શીખ જો અમલમાં લાવે, દિલ જોસ્સા ખરે બહાર આવે. ૩.

(દોહરા.)

શરમ મૂકવી સામટી, શિખતાં ગુરુની પાસ;
દિલની તબિયત કેહતાં, પૂરી પડશે આશ. ૧.
ધીરજને ધરિ રાખવી, નહીં છોડવી લેશ;
શરુઆતે સહુ સોસતાં, કામ થશે સટ બેશ. ૨.
જેવો જોસ્સો જે સમે, તે લખવો તેવાર;
જોસ્સો કંઈ લખવૂં કંઈ, કાજ ન સધરે યાર. ૩.
જોવી ઝીણી આંખથી, વસ્તૂ ભીતર બ્હાર;
જેણે કરિને થાયછે, ખરેખરૂં ચીતાર. ૪.

---

## કવિતા સારી કરવા બાબત.

(ઓખાહરણનો ઢાળ.)

કવિતા તુંથી થડકતી થાએ, એવૂં કાગળપરથી જણાએ; કહૂં તેવીશે પણ આર, તુંને શીખામણ શુભ યાર. ૧. રખે

ભાઈ ઉતાવળ કરતો, રખે મેહેનત કરતાં ડરતો; આંબા રાયણ ના ફળે વ્હેલાં, કામો કવિતાનાં નવ સેલાં. ૨.

(દોહરા.)

જે સાદે ઉતરે તુરત, તેમાં પદ ઊતાર;
ફરી ફરી લખ્યું વાંચતાં, સૂઝે નવા વિચાર. ૧.
જેવો અક્ષર બોલવો, લખવો શુદ્ધ સદાય;
લાંબો ટૂંકો વાંચતાં, કાને તે અથડાય. ૨.
ધીમે ધીમે વાંચિને, તાળીનો નિમ રાખ;
કવિતા કરતાં રાગને, દિલથી ક્હાડી નાખ. ૩.
ભરણી કરવા શબ્દની, બીજી કવિતા વાંચ;
સમજી જે રસ પી જશે, ઓકી કાઢિશ સાચ. ૪.

---

## સુધરેલનું ડોળ ઘાલનારાઓ વિષે.

(ઓખાહરણનો ઢાળ.)

બહુ કેહેવાએ જે સુધરેલ, માથે ભાર ઘણોજ ધરેલ; ગર્વપાશથકી ઘેરેલ, નહીં દેશ પ્રદેશ ફરેલ. ૧. માન ભારે દમેલજ દીસે, ડાબી નાખશે સહુ જન રીસે; છે ભારે દમેલ અતીસે, કેથે લેશ દમેલ ન મીશે. ૨. કરે વાત તેતો એકદેશી, વ્યર્થ ગપ્પ મારે બહુ બેશી; મુદ મંડળમાં બહુ વેશી, થઈ દાખવતા સહુ કેશી. ૩. ભણે બ્હાર ન અંતર ખોલી, ગણે દીલમાં ચોળી ચોળી; કહે વાત તો લાંબી પોહોળી, કરે તારે જણાએ પોલી. ૪. મીઠાબોલા વદે મીઠી બોલી, લઈ પેચમાં મારે બોલી; બાળફૂલે ચતુ-

રાઈ ખોળી, ભોળા ભાવિકને મારે ખોળી. ૫. રચે આડૂ
લવાઈ જાએ, અને પૂંજી ઉઘાડી થાએ; માટે સમજી
ના આગળ ધાએ, જેથી થોડૂં ઘણું સમજાએ. ૬. જે
વી કસબણની છે રીત, રીત તેમની તેવી ખચીત; સાધે
સ્વાર્થ પોતાના નીત, ભરમાવી ભોળાનાં ચીત. ૭. કોનું
સારૂં સંખાય ન લેશ, બળીએલ અદેખા ન્હેશ; મોડે મીઠૂં
ભણી મારે ઠેશ, એમ ભૂંડૂં કરેજ હમેશ. ૮. કોઈ રસી-
કતાના રાખે, સઠ સુમ થઈ સહુ ચાખે; બગચૂત થઈ
ચાંચ નાખે, બારી રાખી રાખીને ભાખે. ૯. જે વાત
નહીં પૂરી જાણે, તેતો શીખી સાથેજ પ્રમાણે; સહુ શરી-
રની મોજ માણે, નહિં મંનને કંઈ પણ છાંણે. ૧૦. સહુ
સુધારાની વાતો બોલે, કરતી વેળા રહે નહીં ઓળે; કરે
તેઓ શું લોહી મોળે?, બહીકે ઘરમાં ભાજીઓ મોળે. ૧૧.
તાડે ત્રાહીતનેજ ચડાવે, બિજા બેને તો ખૂબ લડાવે; આપે
આઘા રહીને કડાવે, નાણાં જોરથી ફાવતે દાવે. ૧૨. સુણે
લોકની વાત હજાર, ફરી બટક બોલ્યાનો વધાર; કહે આ-
પની નાજ લગાર, જેનાં કૃત્ય છે તીરની ધાર. ૧૩. ધન
માન અધીકારકાજે, પાડે હોકારા બહુ આજે; સ્વાર્થ
સાધ્યા પછી તો લાજે, દીનદુઃખથકી નહિં દાજે. ૧૪.
માંહો માંહે સંપે નહીં ચાલે, સારા કોકા સજી કરી ચાલે;
રાખે ઘેર ઘણો પટ ચાળે, આવે ઓળખાઈ ઝટ સાળે. ૧૫.
બુધ્ધી હીણા રચે ગ્રંથ એઠા, જેનાં ફૂલી ગયાં છે પેટાં;
દીસે કૂદતાં બાળક ઘેટાં, ના જાણે પડીશૂં હેઠાં. ૧૬.
કરે ઉધ્ધતાઈનાં કામ, રૂડું મેળવવા ન્હેલું નામ; ધન લોભી

થઈ આડ જામ, બકરો કરશું સુધારા આમ. ૧૭. વિદ્યા બુદ્ધી વીના બહુ દોડે, વિના શક્તી ઝુંબે ચડે ઘોડે; જેવા ગીસતણા વર ઘોડે, બને હાવકા તેવા કોડે. ૧૮. વળી કોમળતાવી કામ કાડે, કરી મૈત્રી રૂડી બહુ લાડે; ભૂંડું બોલે બહુ પછવાડે, હડસેલી દીએ પછી ખાડે. ૧૯. મિત્રદ્રોહી કૃતઘ્ની થાએ, લોભી એવા કે નાજ ધરાએ; થઈ બેવચતી ફરી જાએ, મોડે નીતીને ખુબજ ગાએ. ૨૦. બહુત્વે હૂં હૂં અને હૂંજ શાણો, બહુત્વે ગણકું હૂં ગોળ વખાણો; મન-મેલા ગંધાતા જાણો, પગ આંખે સુધારા નાણો. ૨૧. પૈસાદાર થવું સહુ ધારે, તેથી ખુશામતીઆ ભારે; પૈસા-થીજ સુધારા ધારે, જેમાં આખર તેઓ હારે. ૨૨. ધ-ની લોક તો આળસુ બેસે, ગપ નીંદા બીજાની કેશે; શું બખીલ બકાલો હેશે?, ખીસે હાથ તો રાખી રેશે. ૨૩. જે-ઓ અડધા છે સુધરેલ, તે તો કપટના કૂપ ભરેલ; સર્વ વાતથી હીણા ઠરેલ, વિદ્યા એક અધૂરી કરેલ. ૨૪. નહીં વેર ભાવે કંઈ ભાખ્યું, આતો થોડું કહું બહુ રાખ્યું; બધી વાતને જો કહી ભાખ્યું, ઝાડ થડથીરે કાપી નાખ્યું. ૨૫.

---

## સાહસિક રજપુતનાં વચનો.

(દોહરા.)

ગુણી પુરુષ પાપાણચિજ, વજને ના વેચાય;
જાય દૂર નિજ ભૂમિથી, અધિક કિંમતી થાય. ૧.

થયે ઘડી ભાઈ, વિષય સહુ તૂંને તજિ દિયે,
તું તે વેળા કેહે, રતિ તજિ હમે રોજ કરિયે;
થયે ઘડી ભાઈ, ભગત થઇ સાચૂ તું જણવે,
રૂડી નીતી મોડી, નહિજ પુરુષાર્થી તું ભણવે. ૧૭.
સવારે ઊઠીને, શરિર મન શુદ્ધી કરિ અને,
નિરાંતે એકાંતે, ઘડિ ભર હરી તૂં ખુબ ભજે;
પછી બીજે કામે, વળગ રુડિ રીતે જ્યમ રુચે,
પરંતૂ નીતીને, લવ નવ વિસારીશ જિવરે. ૧૮.
હસાડે રોવાડે, સુખ દુખ અહીંનાં હર ઘડી,
સહૂ ખોટૂં અંતે, સત વગર સાથે નહિં કંઈ;
ન ધારચૂં થાએ તો, ધિરજ મન રાખી હરિતણી,
વિનંતી જો ભાઈ, કરિશ મટિ જાશે ભિડ ઘણી. ૧૯.
ક્ષમાવંતો થાજે, બહુજ સહુ ઇંદ્રીયજિત તૂં,
દયાળૂ અક્રોધી, ભય રહિત વૈરાગ્ય સુખિ તૂં;
સુદાતા નિર્લોભી, સરવ જનને પ્રીતિકર તૂં,
વળી શોકે છૂટો, દશ ગુણથિ જ્ઞાની સમજ્યુ તૂં. ૨૦.
હરિઃઓં ઓ બાપા, અતિસ અપરાધી હું છું ખરે,
પ્રતિજ્ઞા આજે હૂં, ખરિ કરૂંછું તે તૂં પળવજે;
સજી નીતી વસ્ત્રો, સમરિશ હું અદ્ભૂત હરિરે,
ગુણો ગાઈ સાચા, કરિશ મનપૂજા પરમ રે. ૨૧.
ઘણી જે વાતોમાં, નથિ વરત તો નિર્ભયપણે,
હવે તે સંભાળી, કરિશ હું વિચારી જ્યમ બને;
બહૂ લોકો બોલે, નરસું ન લગાડી મન વિષે,
કૃપા તારી હોશે, જય જય કરૂં રે જગ વિષે. ૨૨.

કૃપાળૂ ઓ નાથા, નિયમ શુભ રૂડા ગુણભર,
સહૂ છાનું જાણે, જગતકરપાળુલયકર ;
નીતી ધર્મો રૂપી, મધુ રમણમાં નિત્ય સંચર,
ઉમંગી રંગીલો, કર મધુ પિતો તૂ મધુકર. ૨૩.
દયા કીધી તેથી, સજનતણિ મૈત્રી રુડિ કરી,
સુવિદ્યા શીખીને, મુજ મન મનાવ્યૂં કરગરી ;
પરંતુ સત્ધર્મે, ભવભવકથા તે રસભરી,
ભણાવી લેજે રે, કરિ તું હરિરંગે મદિ કરી. ૨૪.
સહૂ લીલા શિક્ષા, સુગુણ ધન મારે મન વસી,
કિધૂં નક્કી મેં તો, જય જય વિમાસી કસ કસી ;
હરિઃ ન્હારે મ્હારે, અધ ભય ન કો દી પિડ કંઈ,
હરિઃ ન્હારે મ્હારે, અચળ સુખ નિત્યે અહિં તહીં. ૨૫.

---

## લાલજીનાં ભોપાળાં.

(ચાણકા.)

સાહે સતી સ્રીયોના સાળૂ રે, નીકળ્યૂં લાલજીનૂં ભોપાળૂં.
ટેક. રૂડી નારીને ભીતર બોલાવી, ભોળવે થઈ માયાળૂ ;
જેમ સાધે તેમ પાપી પરાણે, બાંજેજ વ્રતનૂં તાળૂં રે. ની-
કળ્યું૦. ૧. રાધાકીસનનાં બાનાં બતાવી, જારૂ રમેછે
કાલૂ ; માયામઝામાં મચી રહયાછે, નીતી તે શી ભાળૂં રે.
નીકળ્યું૦. ૨. ધર્મ ગુરૂ થઈ કર્મ બાંધે તે, શેના રે હોય
દયાળૂ ; બુદ્ધી કેહેછે સેવો ન લોકો, ધર્મઢગો કરે કાળૂં રે.
નીકળ્યું૦. ૩.

---

જોઈને ચેલીતણું મુખ રૂડું રે, કીધું લાલજીએ ખડુ કુંડું. ટેક. સ્નાનથકી દેહ શુદ્ધી કરીને, સંધ્યાપુજામાં બેશે; દરશનનું ટાણું ગાળે નહીં તે, તાકે ત્રીયા બગવેશે રે. કીધું૦. ૧. ગુરૂચાંડાને ચેલી નિહાળી, ત્રુઠો કનૈયો કેશે; કીસાને સમજીને જશે ભિતર તો, પાછળ પોતે પેશે રે. કીધું૦. ૨. તન મન ધનને લૂટે જમે તે, મુકે ન બાકી લેશે; બુદ્ધી કેહેછે હીણા ગુરૂ કાં, આપ્યા તેં પરમેશેરે. કીધું૦. ૩.

---

લાલજી દુઃખોને ના ટાળે રે, તે તો પૂરાજ પાપી આળે. ટેક. સન્યાસી થઈ ગૃહસ્થ થયો મૂળ, મૂકાયો નાત બ્હારે; નાતીલા ફીટ ફીટ કરી કેહેતા, ગોંસઈ ગોંસઈ તારે રે. તેતો૦. ૧. ગોંસઈનું મેણૂં ભુલાવી દેવાં, ગોસ્વામી પદ ધારે; લોભી મદીએ જુઠાં ચલાવ્યાં, ભોળામાં મત ભારે રે. તેતો૦. ૨. પઈસાવાળાને પાસે બેસાડે, નસાડે નિરધન બારે; બુદ્ધી કેહેછે ધક્કાધક્કીમાં, સતીતણું વ્રત હારે રે. તેતો૦. ૩.

---

આવે લાલજી તો ધામધૂમે રે, ભોળાં ચેલા ચેલી ઘૂમે— ટેક. સદ્‌ગુરૂ સન્યાસી આવે નગરમાં, ઠામો નહિં કંહિ પામે; લાલજીકેરે સામૈયે જાવા, ઘેર ઘેર ઉદ્યમ જામેરે. ભોળાં૦ ૧. બાળકને રોતાં મ્હેલી સ્ત્રીઓ સહુ, રગડોલાય ઠામ ઠામે; લાલજીકારણ કો યારોકારણ કો, હોકારા સામસામે રે. ભોળાં૦ ૨. લોભી ગુરૂપર રાખે લલૂતા,

ભવ પીડા નવ વામે; બુદ્ધી કેહેછે એવો નીતીને, એણે જવું હરી ધામે રે. ભોળાં૰ ૩.

---

તેના ધોતીઆં લેવાયાં ભાઇ રે, હવે કહાં નાસી ભરાશે ધાઇ—ટેક. લાડુ લુટાતોહતો તે લાસો, કયેરી ચૌટે આવ્યો; પોતે લુંટાયો બઝ્યા ચૌટામાં, સાથીએ હાથ ન ઝાલ્યો રે. હવે૰ તેના૰ ૧. તન મન ધન ખુબ લૂટયાંતાં તેણે, તન મન ધન, નિજ ખોયું; તિરસકારને તીરે ટૂંપાતાં, રડીને નીચે જોયું રે. હવે૰ તેના૰ ૨. સહુથી મોટી રૂડી પ્રતિષ્ઠા, સુટાવી સેજે દીધી; અબળાને દમતો સબળો પછાડ્યો, શિક્ષા શ્રીકૃષ્ણે કીધી રે. હવે૰ તેના૰ ૩.

---

## એક સુરતીલાલનાં ગુણનું વર્ણન.

(ગરબી.)

આવ્યો આવ્યો રે, સુરતીલાલ મુંબઇ ઠગવાને; લાવ્યો લાવ્યો રે, સુરતી ચાલ ગજવું ભરવાને. ટેક. સુરતીલાલો એમ લવેછે, પથ્થરને શું પૂજો રે; મૂને કાં ના ઈશ્વર માનો, હૂંજ પ્રભુ નહીં દૂજો. મું૰ ૧. મૂળ પુરૂષનું નામજ બોળ્યું, ઘણું રમીને જારૂં રે; સેવક વહુ બેટીને બાઝે, લાલ બની કરે કાળું. મું૰ ૨. પોતે ના સમજે કંઈ શાસ્તર, તો પણ કે હું સમજૂં રે, ભોળાને બૌસી બીવડાવે, જેનું કાંઈ ન ગજૂં. મું૰ ૩. અજ્ઞાનીની આગળ છાંટે, હું વરસાદો આણું રે; કચ્છ માંડવીમાં સુકાળ કરવું, જો દો મૂને નાણું. મું૰ ૪. વળી સુથ માંડી જુગાર ખેલવે, મણા નહીં ઉ-

પદેશો રે; કીઆં શાસ્ત્રમાં એમ કહ્યું છે, જમ તો ઊના દેશે. મું૦ ૫. સહુને તે સમજાવેછે કે, હું તો લંગોટ બંધ રે; પણ ભૂલી તે ગયો હરોરે, ફૂડો કામે અંધ. મું૦ ૬. ચંદરવાસી કરીને કાહાડયો, માંડવીમાંથી બાહાર રે; ધીક પડો એવા લાલાને, મારો ખૂબજ માર. મું૦ ૭.

## ઉત્સાહવાણી.

(ગરબી.)

જે જે જે થયો તે આજ સુધારાતણો જો*; એ એ એ થયો તે આજ વલ્લભમત્તનો જો—જે૦ ૧. સૂરજ તાપતો થયો તે સુધારાતણો જો; ચંદ્ર અસ્ત થયો છેક વલ્લભ મત્તનો જો—જે૦ ૨. ચડવા માંડયું પાણી આજ સુધારા તણું જો; ભરાઇચૂકાં પાણી છેક વલ્લભમત્તને જો-જે૦ ૩. ધજા ફરફરે સુધારાકેરી ચઢી જો; વલ્લભમત્તની તો છેક તૂટી પડી જો—જે૦ ૪. ગડગડ ગર્જના થઇ તે સુધારાતણી જો; ખડીયા ખડખડ ગઈ તે વલ્લભમત્તની જો— જે૦ ૫. સુધારાતણો તે પાંયો નખાઈ રહ્યો જો; વલ્લભ મત્તનો તો છેક ખોદાઈ ગયો જો—જે૦ ૬. ડંકો વાગ્યો આજ ખૂબ સુધારાતણો જો; ઘડો ફૂટી ગયો ફ્રપ વલ્લભ મત્તનો જો—જે૦ ૭. જગતનાથ સુધારાતણી રક્ષા કરે જો; કરી નાખી વલ્લભમત્તની રક્ષા ખરે જો—જે૦ ૮. અ*- ઢાર ચૈત્રવદી નોમ વાર મંગળે જો; બાસટ+ એપરેલની બાવિસમીએ જો—જે૦ ૯.

---

*સંવત ૧૯૧૮. +સને ૧૮૬૨.

## ઈશ્વરસ્તુતિ.

(પદ—રાગકલ્યાણ.)

ઓ ધ્રુવરાજ—કેમ પાડ વાળીશું રે, ઓ ધ્રુવરાજ. ટેક. નિરવિઘ્ને તેં પાર ઊતાર્યું; શીંધુમાંથી રૂડું ઝાઝ—કેમ૦ ૧. તોફાનમાં બહુ દુર ખડકોથી, રાખી રાખી ઘણી લાજ—કેમ૦ ૨. દુષ્ટ ભુંડો પૂરો ડુબાડ્યો તેં, ચોરિઓ તે મહારાજ—કેમ૦ ૩. ન્યાય કર્યો ખરો સુધારાની જાણી પ્રભુ બહુ દાઝ—કેમ૦ ૪.

(ઓખાહરણનો ઢાળ.)

પત્ર વગર પલાશ શીઆળે, રે પ્રવાસી બપોરે હુનાળે; ફૂલ કેમળનું તે ચોમાસે, પ્રાણ ઘૂંટાયો નીરાશે. ૧. વીમા વગરનું વ્હાણ તોફાને, બકરૂં આરડે સિંહને રાને; નૃપ સૈન્ય વના સંગ્રામે, હરિ વીના કેમે આવે ઠામે. ૨. અમનો બદલો આપ્યો વાળી, થયો આગેવાન તે વાલી; કૃષ્ણદાસને લીધો સંભાળી, પ્રતિનીધી સુધારાનો ભાળી. ૩. તેને હિંમત પ્રેરણા કીધી, રૂડાસાથીની મદદજ દીધી; જેથી સહુએ સુકીરતી પીધી, નાખી ભૂંડી અનીતી વીંધી. ૪. લક્ષ્મીદાસ મથૂરાદાસ, ભાઉ ધીરજરામ એ ખાસ; એક બીજો અને કૃષ્ણદાસ, એ તો વીર ખરા સાબાશ. ૫. (વળી) કોકે દ્રવ્યે મદદ કીધી પૂરી, કોકે સાક્ષી રૂડી સત પૂરી; કોકે દેવની પ્રાર્થના કીધી, કોકે જાહેરલેખણી લીધી. ૬. પ્રભુ પાડ વળાશે ન મોટો, બુદ્ધિ શબ્દનો છે ઘણો તોટો; માર્યો શત્રુ શિરે ખુબ સોટો, હુતો ડાંડિઓ જે વળી લોટો. ૭.

હરિ તેં રંકનાં સામૂં જોયૂં, જેથી વિશ્વ સંઘૂં બહુ મોહ્યું; કીધો પાખંડ ખંડિત પૂરો, યશ તારો પછી શેં અધૂરો? ૮.

વાલ્કેશ્વર; તા૦ ૧૭ મી જુલાઈ ૧૮૬૨.

---

## ઈશ્વરપ્રાર્થના.

(પદ—રાગ કાલિંગડો.)

હરી મને તું તો છોડીશ મા. ટેક. બીજાં બધાંવણ ચાલ્યું ચાલશે, નહિં નહિં ચાલે તું વના—હરિ૦ ૧. કદી જણાએ વાંક માહરો, ઝટ ઝટ આડો નવ થા—હરિ૦ ૨. ઘેર કરી સજા બ્હાર લાજમાં, બહુ બહુ રાખી યશ પા—હરિ૦ ૩. નર્મ હરી વણ કોણ રૂઝાવે, તનમનતણા સહુ ઘા—હરિ૦ ૪.

---

## ભક્તીનો ટેક.

(પદ—ઠુમરી.)

હરી તું મૂકે મને, હું ન મૂકૂં રે—કદી જાએ આ જાન.— કદી હું ન મૂકૂં રે. ટેક. પેહેલાં હસાવી હમણાં રડાવે; કરી નાખે દીલ સુકૂં રે. કદી૦ હરી૦ ૧. હું છું દીવાનો જોઇ બેતમા તુજ; ગધાપેરે સંધે ભૂંકૂં રે. કદી૦ હરી૦ ૨. નર્મ કહૂં તૂ મારે ઉગારે; ગુણ ગાવે ના હું ચુકૂં રે. કદી૦ હરી૦ ૩.

---

## આગગાડીવિષે.

(કટાવ.)

ખસો ખસો સહુ, બાજૂ આવો, જુઓ જુઓ રે, પેલૂં ઘેલૂં, જંગલી ગજતૂં, જુથડૂ મ્હોટૂં, ખૂબ હાંફતૂં, ફૂંફૂંફૂંફૂં, ફૂંફૂં

કરતું, વરાળરૂપે, દમ કાઢતું, ચીંઈ શબ્દે, ચીસ પાડતું, સાવધ કરવા, મુકામપરના, રખેવાળને, બેસનારને, જોનારાને, કે હું આવું, સહૂ સલામત છે વા ગરબડ, નીજ જાતને, રસ્તામાંની પગથીયોને, અથવા બીજી, મારગમાં કો, થઈ હોય તે, પ્રથમ જણાવે, તારઘંટથી; ભય બહુ હોએ, ચિંઈંઈં કરિને, ચીસકારમી, તાણી પાડી; તેમ ચેતવણી, મુકામપરના, રખેવાળ તે, નીજતરફથી, જો કંઈ હોયે, તો બતલાવે, ઉંચે કાષ્ટની, ફળી ટાંગિને, વાવટા ઉડવી, દીવા રાખી, સિગનલ રૂડી, રાતી જણવે, ભય છે માટે, ઊભૂં રેહવૂં, લીલી જણવે, સંભાળીને, હળવે હળવે, જોતાં આવ્વૂં, ધોળી જણવે, નથી હરકતો, પુરી દોડથી, ઝટે ઝટ આવ્વૂં, વળિ કો ઠામે, હવા ધુમસથી, જણાય નહિં ત્હાં, સીસાંકેરા, દારૂ ભરેલા, ડબ્બા જાણે હોય પતાસાં, તેને રાખે, વળગાડીને, પગથીસાથે, આગળથી કે, જેના ઊપર, પગલાં પડતાં, થાય અવાજે, જાણે ફૂટી તોપ હોયની, એ તજવીજે, સાવચ રહે જુથ, ઘણૂં ડાહ્યું તે, સમજણવાળૂં, બુધ્ધી ભરેલૂં, રમાડનારૂં, ગુણ કરનારૂં, તોપણ દીસે, બ્હારથકી તે, ગાંડૂ ઘેલૂં, ઘણીક રીતે, બરાડવામાં, વળી ચાલવે, પગલાં મુકવે, સરખી રીતે, વેળાએ તો, ધીમે ધીમે, વેળાએ તો, ઉતાવળાં ખુબ, વાયુ પેઠે તે, ઊડી જાએ, જે કારણથી, પગથી બોલે, ઢઅબ ઢઅબ ઢબ, ઢબ ઢબ ઢબ ઢબ, ધપ ધપ ધપ ધપ, ટકઢક ટકઢક, ટ્રકટ્રક ટ્રકટ્રક ટ્રકટ્રક ટ્રકટ્રક, ખડ ખડ ખડ ખડ, ખરરર ખરરરર, સરરરર સરરરર, ટક ઢક ટક ઢક ટક ઢક ટક ઢક ટકઢક ટક ઢક, વાયૂ બોલે, ખરરરરરરરર, સરરરરરરરર, હાંકે।

ઘન 'અંધારાઓ, તારા ચળકે, જુથ દોડે જ્હાં, 'લોઢાના-પુલ, કારિગરીનાં, કમાન ઉપર, બંધાએલા, વળિ કો મારગ, પ્હાડો વચ્ચે, ખોદી કાઢ્યા, બાજૂ જોતાં, કાપ્યા લાગે, કરવતથી જુબ, સફાઈથી તે, જેમાં જુથડૂં, ચીંહિં કરીને, જાંએ તારે, અંધારૂં ઘન, અજર્ણ પમાડે, પછી જતૂં રેહ, ને અ-જવાળું, પાછૂં આવે, આહા કેવૂં. વિસ્મય કરતું, બેસનારને, પવન મઝેનો, દીલે લાગે, એ સઘળાંથી, તન મન ઉપર થાય અસર બહુ, હરખ હરખમાં, લ્હેરે ઉઘે, એવી રીતે, એક જગેથી, બિજી જગોએ, કામકાજપર, મોજ મારવા; થોડે પૈસે, ત્રીજે વર્ગે, બે પાઈમાં, બીજે વર્ગે, અડધે આને; પ્હેલે વર્ગે. એક જ આને, એક મૈલની, લોકો કરતા, સવારિ ખાસી, જુથપર બેસી, તે કેવૂં? તો, બહૂ દોડતું, સરતી ઘોડો, તેની આગળ, શૂંજ દોડશે?, જરૂર પડેથી એક તા-સમાં, સાઠ મૈલનૂં, અંતર કાપે; રોજ કામમાં, ઘણીક વેળા, લોકોનો તો, હજાર પંદર, મુંબાઈ મણનો, ભાર લઈને, તિ-સનૂં જુથડૂં, દર કલાકે, વીસ મૈલનૂં, ફક્ત માલનો, કહું પિસતાળિસ હજાર મણનો, બોજો લઈને, 'પચાસનૂં જુથ, બાર મૈલનૂં અંતર કાપે; અવધડ વેળા, અતીસ ચાલે, કદી ન થાકે, બેસનારનૂં પાણિ ન ઉછળે, એવૂં દોડે, ઝુલતૂં ઝુલતૂં, મદે ભરચૂં પણ, માવચેટેરી, આજ્ઞા ઝટ લઈ માનિ કરીને, અટકે ચાલે; એ સહુ ખરૂં પણ, જારે કરિયે, વિચાર કે એ, રૂડૂં જુથડૂં, માનવિ જાતે, બુધ્ધી જોરે, ઘણી મ્હેનતે, ઘ-ણેજ પૈસે, ઉપજાવ્યૂં છે, તારે તો વળિ, આંખો ફાટે, મોડાંમાથી થાએ હેં હેં, ધન્ય ધન્ય છે, માનવિ તૂને, તૂં ન કરે શૂં?;

લાભ થાય તે, ગણાય નહિં રે, સહુ જન કેહે, લાભો મોટા, દેશાટન ને, વેપારોથી, થાએછે પણ, તેનાં સાધન, આવાં જુથ છે, ઘણે દૂરથી, માલ લોક તે, આવે સ્હેજે, એક જગે જો, પડે કાળ તો, બિજી જગેથી, ધાન્યો આવી, છત થઈ રેહે, એક જગે જો, બંડો થાએ, બિજી જગેથી, ઝટ કરિ આવે, લશ્કર મોટું, એક દેશની, વસ્તુ રીતો, બિજા દેશમાં, આવી મચતી, વળિ વેપારો, શસ્ત્રાદિ ધંધા, વિદ્યા હુન્નર, વધે બહૂ જહાં, અછત હોય ત્હાં, કુસંપ અંતર, તૂટી જાએ, સંપ વધેથી, સુખ ને સંપત, વધે દેશમાં, ખરે કહૂંછૂં, આવાં જુથડાં, જગે જગેરે, ભમતાં થાશે, રમતાં રેશે, પ્રવાસ વધશે, ધંધો વધશે, તારે પાછી, ભર્ત-ખંડની બઢતી થાશે, નક્કી નક્કી, શુકન થાયછે, ભાવી વાતો, હમણાં દીસે, ન્હોતૂં આવૂં, દીસે આવૂં, લાભ જોઇયે, એ ઉપરથી, જણાયછે કે, હરિ અનુકુળ છે, એ એમ ધારી પાપ કરેથી, સર્વ માનવી, રીત ભાતમાં, વિચારમાં બહુ, જૂદાં પડિને, ખૂબ રિબાયાં, હવે ફરીથી, ખરૂં સૂખ તે, તેઓ પામે, થાય એકઠા, જમિન હવા ને, બોલીકેરા, વિચાર કેરા, તફાવતો તે, જતા રેહ ને, એકમેકનૂં, જોઇ લઇને, વેમો કાઢે, રીત સુધારે, તેનેસાર, જેમ્સ વાટને, કરી પ્રેરણા, જેણે બુદ્ધી, ઘણી વાપરી, વરાળબળને, ઘણીક રીતે, યંત્રો મધ્યે, લાગૂ પાડ્યૂં, તેમાં આ પણ, ગજ જુથડાંનો, અને તેમની, રીત ભાતનો, ચાલ ચંલણનો, રસ્તાઓનો, કર્યો સુધારો, જેને યોગે, સૂખ સર્વને, થાએછે બહુ, શોધક નરને, છે સાબાશી; એ પરમાણે ઇશ્વર બાપો, પુત્ર પુત્રિને,

સુખી કરવાને, નિજ કુદરતની જાણ કરે કે, તેઓ તેની, સ્તુતિ પ્રાર્થના, કરે અહોનિશ, નીતી પાળે, સૂખી થાએ, માણસ અમથું, તેના વણ શૂં. કરી શકેગે, ભિતર તણી જે, કુંચી ફેરવે, ઘટતી રીતે, તે હરિ જગતપતિ, અતી દયાળૂ દ્રિદ્રિ સામૂં, જોએ હમણાં, તેની સેવા, ખરા ભાવથી, રોજે કરવી, જરૂર કે પણ, છતૂં ટાણું ને, સમરણ કાં ના, કરવૂં સાચે, માટે તેનો, આજ પ્રસંગે, પાડ માનવે, સામેલ સહુ જન થાઓ થાઓ; જય જય શબ્દે ગુણ ગાઓ ગાઓ.

---

## તવંગર રાંડબાળનું વર્ણન.

(ચોપાઈ.)

ધનવંત ઘેરે જન્મે પુત્ર, શોભે બહુ તેનૂં ઘરસુત્ર;
દુંદુભિ વાજાં વાગે ઘણાં, કામ સરે સોયાણીતણાં. ૧.
છટ્ઠિ પુજાવે ઠાઠે ગોર, ભવિષ્ય જોઈ વખાણે દોર;
નૃત્યકરી માનીતી બહૂ, ખબર પુછે શેઠાણીવહૂ. ૨.
જાણી વહૂ ઇછે વર પ્રેમ, વળે શેઠ પણ કરવા તેમ;
રાખેલીનાં તેજનિ સાંમ, ઢંકાઈ જાય સુખુધ્ધા કામ. ૩.
ન્હાની વયે સુત રમતે ખોય, બૈરાનું શીખે બહુ તોય;
ભણવૂં ગણવૂં થકવી દઈ, ખાય પિયે અતિહારી થઈ. ૪.

(દોહરા.)

અપશબ્દોના સિંધુમાં, તરવા પડે કુમાર,
મદઉન્મત્ત મગર થઈ, કર્મો કરે ગવાંર;

તરૂણ વયે ફાટો ફરે, ઘરને દેખે કાળ,
મુનીમ મેતા ચાકરો, કરેજ ખોટા રાળ.

(ચરણાકુલક વૃત્ત.)

નવે ઊઠિને દાતણ ચાવે, દશે ચાહ તે પીએ ભાવે,
વહુ પૂજી પૂછે ઘરકાજે, શેઠ વદે રાંડોની દાઝે;
સોદાગ્માણૂ બહુ મિજાજી, કામ કરે ત્રણ ઘરનૂં પાજી;
નીજ શેઠ રંડી કારભારો, તે શ્રમનો ક્યમ આવે આરો?

(દોહરો.)

શેઠ લવે ગપ્પાં બહૂં, વેઠે હોયે નાર;
રસોડું અબળા સાચવે, રાખ લાજ કિરતાર!

(સાખી.)

(સ્ત્રીનો વિલાપ.)

જોબન જાએ માહરૂં, કંથડો એસે બહાર;
મારૂં કહ્યું માને નહીં, હૈયૂં એરણ લૂહાર. સખી શૂં માનો તમે.
એનાં જેવૂં હૂં કરૂં, પાપ કલંક શિર જાર;
નથી સમાતો કામડો, પિઉ પિઉ કરૂં આંસૂધાર. સખી૦.
તમે જાણો હૂં છૂં સુખી, મનડે દુઃખ અપાર;
છાની વાતો કેમ કરૂં, અપરાધ થાય દાતાર. સખી૦

(દોહરા.)

સ્નાન કરી ભોજન સમે, જપે રંડિનૂં નામ;
જમી પ્રસાદ ઘિ ભાતનો, કરે સેન આરામ.
ત્રણ વાગે બેશે સહૂ, વળી ઓટલે શેઠ;
ગપાં સપાં મારે ઘણી, કરે પાક છે વેઠ.

પાંચ થએ ફરવા જશે, બદ સાથીની સાથ;
આઠે તે પાછા ફરે, વાળૂ કરવા નાથ.
પછી જાય મુકિત સ્થળે, સૂંવા વેશ્યા વેર;
રાત્ર ગુમાવી તે સ્થળે, વાહાણે આવે ઘેર.

(નારાચ વૃત્ત.)

હરામ કર્મ આદરી રમે ઘણા કુછંદમાં,
ન લક્ષિ સાર ગ્રંથમાં લવેછ આપ ઝૂમમાં;
પિતાતણૂં ન માન રાખિ ઓળવે બહૂ મતાં,
સદાય હોય આળસૂ પ્રભૂતણી ભિતી છતાં. ૧.
ભણે ન શેઠ બુદ્ધિ લાવિ શાસ્ત્ર બોલિ પારકી,
પિછે ન સૂખવૃદ્ધિ શાથિ રૂઢિ પાળિ લાડકી;
પઢે ન આપ શાસ્ત્ર હેત લાવિ ઉદ્યમોથકી,
ન સાંખિ દોષ હોય તો લવારિયે જશે છકી. ૨.

તેની રાંડ બોલેછ:

શેઠ નહીં સરકાર નહિં, મેં તૂમેરિજ હોઉં;
જિતના તુમારા પ્યાર હે, ઉસ્સેં જ્યાદા ન્હોઉં.

---

## પૈસાદાર ક્હારે ઠેકાણે આવશે ?

(ચોપાઇ.)

ખુટશે કોથળિમાનૂં ધંન, કરશે વિચાર રૂડો મંન; ધન તન માણસથી હેરાન, બનશે તારે ધરશે સાન—૧. લક્ષ્મીનો મદ અપરમ પાર, બહુ બોધે સમજે નહિં યાર; સર્વ વાતથી હૂં હૂં કરે, પણ તે તો સહુ હોએ જરે—૨. સંગતશારમે

સમરે જાણ, પણ નહિં તેથી પૂરો માન; ગરીબાઇને પૈડે પડે, જખમારી કહિને તે રડે—૩.

---

## હોળી.

નાખો વેહેલા રૂઢી છાંડી, હોળી આવે હાથિણી ગાંડી. ૧ મંડો નાહીં. પૂજવા બુદ્ધી, એવી દેવી જાણને જુદ્ધી. ૨. કો રાજાએ થઇ ગુસ્સે, મારી સ્રીને પૂરે જુસ્સે. ૩. વાહાલી ને સદ્‌ગુણી જાણી, મારે પશ્ચાત્તાપને આણી. ૪. વર્ષે વર્ષે રાખવા હેડે, કીધાં જે માતમ તે સૈયે. ૫. બીજી ગપ્પાં ચાલતી એવી, રાજકન્યા નાગણી જેવી. ૬. મોટા અગ્ની કુંડની જ્વાળે, મોટો માર્યો કુદકો બાળે. ૭. તેને દેખી દૂરથી રાજા, બૂમો પાડી લોકને ઝાઝા. ૮. દોડી પોહોંચી વળ્યા જાંહાં, દીઠી પૂરી બળી તાંહાં. ૯. શોક કર્યા ભારે નેણે, મસ્તી કાડી હોળીએ તેણે. ૧૦. ત્રીજી ગપ્પાં જાણજો ખાડો. ખોટા વ્હેમો રેચ લૈ પાડો. ૧૧. રાક્ષેણોમાં નાયકા મોટી, કો દેવીસૂં લડે જોટ્ટી. ૧૨. અંતે પામી હાર તે લુચ્ચી, દેવીશ્રીની જીત તો ઊંચી. ૧૩. શૂરી મ્લેચ્છી રાક્ષસી કેહે, માગૂં હૂં તે આપજે નેહે. ૧૪. મોટા થાએ ઓચ્છવો મારા, ભૂંડાં વેણો આરડે બારા. ૧૫. જૂઓ ભાઇઓ વીચારિને, દેવી નામે બોલિયે કોને. ૧૬. સત્ધર્મો ને નીતી લેહેછે, તે પ્રાણીને દેવ કેહેછે. ૧૭. જાંહાં વ્યાપે દુર્ગુણો બ્હોળા, કાડે વેણો તોપના ગોળા. ૧૮. જાંહાં ભ્રષ્ટાચાર થાએ, ગંદી દેહે કૂદતા રેહે. ૧૯. મર્યાદા તો પાળતા

મૂઆ, કુંડે જેવા ઢોરને જૂઆ. ૨૦. ભૂંડી શિક્ષા આપતી એવી, તેને શેની દેવી કેહેવી. ૨૧. એતો કો લુચ્ચાઈનાં ફાંદા, તેને માને દેવતા સાદા. ૨૨. હોળી મસ્તી ખોટી જાહારે, ચાલો વ્હેલા તજો ત્યારે. ૨૩. ગાઓ એવો સભ્યતા રાહે, કાંજે દીસો માનવી કાંએ. ૨૪.

---

## જિવને શિક્ષા.

(ગીતિ વૃત્ત.)

જય જય જય જગજીવન, આરંભે, હૂં કરૂં નમન તુજને;
જીજ જિવ જાણી જાચૂં, સુમતિ સુભાખા રસ જમવા વજને. ૧.

(મલ્લિકા વૃત્ત.)

જાણ જાણ જાણ આજ, દીન લોકની જ દાઝ;
આપ આપ આપ હામ, મામ કામ ઠામ ચામ.

(દોહરા.)

મનથી માને મોટપણ, કરિ બીજાને બોધ;
પોતે તેમ વરતે નહીં, તે બોધક નવ શોધ.
અથાક ભવજલને વિષે, નીતિ ધર્મ બે નાવ;
નાવઈશ ભણ જ્ઞાનને, સત હોકો દિગ્દાવ.
ભવસાગર વરસે ઘુમર, કો નહિં તારે આપ;
આપ સુકરિતે મુક્તિ છે, અવર ન બાળે પાપ.

(ચોપાઈ.)

પાણીમાંહિ પતાસાં જેમ, તનમનધન તમાશા તેમ;
પાણીમાંના પથ્થર જેમ, સતસંગો માણસને તેમ.

વણ પૂછે જે બોલે પ્હેલ, જાણો તેને અડધો ઘેલ;
બકે બોલવે બહુ જે ફેલ, જાણો તેને પૂરો ઘેલ.
ભણિ વિદ્યા ને સમજ્યો નીતિ, તેણે દુનિયાં અડધી જીતિ;
સમજી જેણે આચરિ નીતિ, તેણે દુનિયાં પૂરી જીતિ.

(ભુજંગી.)

લિયો જન્મ મોને ઇહિં ગાવનેકૂં, યશસ્વી હરિ બ્રહ્મ સાચે પુરેકૂં;
યહી દેહ નાહીં નિતી ભંગનેકૂં, નહીં નર્મ આચારહી ત્યાગનેકૂં.

(દોહરો.)

શ્રી પ્રભૂને શિર નામિને, માગૂં વર કર જોડ;
નિબંધ રમ્ય કરી ઘણો, પૂરાં મુજ કર કોડ.

(ચામર વૃત્ત.)

નર્મદા વિનંતિ વાણિ સુજ્ઞ સ્નેહિ સૂણરે,
ભાળિ દોષ હોય કાંઈ રાખ શાંત ગૂણરે;
સાચ જૂઠ જોઈ ધારિ વર્જજે જુઠાણરે,
ઝટ્ટ ઝટ્ટ સત્ય ગોઠ દેહમાં તું આણરે.

(દોહા.)

ખૂનિ હાથ તલવાર જ્યૂં, નહીં મ્યાનમેં કુચ્છ;
કામછલ યૂં બૂજિજે, પાપિ કહાવે તુચ્છ.
ભટક ફિરે સંસારમેં, નહિં રેહવે નિજ ઠામ;
સત્સુખ અંમૃત છોરિ કે, પિયે હલાહલ ત્રામ.
બીજા કુત્તા અંધ લિન, નિજકી કાટે કાય;
ઔરકૂં હી બૂરી કરે, કબહુ ન રાચે રાય.

દાવાનલતેં દેહકું, જાલે જારી જવાન;
સુધ બુધ ધૃતકું હોમિકે, કરે પાજી પ્રાન.
કામાધિન સબ હોય કે, ખુયા મુગલને રાજ;
શ્રીમંતહિ પીછે ચલે, છોડી દેકે રાજ.
ધર્માચારી ભ્રષ્ટ હુએ, દેવ દૈત ઋષિ ધ્યાનિ;
એસિ દુષ્ટ કામવાસના, છોડો સંગત સાનિ.
જોગ રીતમૂં રતિ કરે, બિલાસીન નર નારિ;
પરે નીતિ બિદ્યા બહુ, દે ઓછંગ મુરારિ.

(શીર્ષાવૃત્ત.)

પાપી પ્રાણી જારી છે, આચારે તે છારી છે;
આંખે ના દેખે કોઈ, જાણે તે સૃષ્ટી મોઈ.

(ચોપાઈ.)

પણિયત તેની વેશ્યા થાય, જારે તે વેશ્યા ઘર જાય;
પણિયતથી જે છોરૂ બહૂ, લાજે બાપ કહે તે સહૂ.

(દોહરા.)

નર્મદ ચિત ધર બ્રહ્મને, જાર આણસે માર;
ભેટ કામિની પાપિણી, ભેટ પ્રભૂની સાર.
કાણું કામ કાલો કરી, નાખે નર્કે નામ;
સુકરિત સંધા સાચવી, રાખ હૃદેમાં રામ.
ભજે જંન જે કામને, જપે ન નામ અમૂલ્ય;
જાય જલદિ જખ મારવા, નર્કે અધમ અતૂલ્ય.
નર્મદ શત્રૂ કામને, નહીં જીતવો સેલ;
નરસંહિ લેહ જેને ઘણી, તે ન ચળે કંઈ સેલ.

વણુસાડે જે કામને, જોઈ તરુણું રૂપ;
હેમ પડે વ્હાલાં પ્રથમ, પછિ ટાડાં હિમ કૂપ.
એક અંશ તો રૂપ ને, જોય અંશ બે ગૂણ;
તે નર નારી ભોગવે, અમળ સૂખ સદગૂણ.

(બાલની વૃત્ત.)

ભગભગત ભગોને સેવવી છોડિ દેરે,
નથિ નથિ જસ તેમાં હાનિ ના હોરિ લેરે;
થઈ ગરક અનિત્યે નિત્ય દે છે વિસારી,
સમજ સમજ ગંડૂ જન્મનો હેતુ ભારી.

(કવિત.)

કાયાપેં સતવ જાત દીલપેં ખીરામ જાત નેતરોપેં તેજ જાત લજા જાત અંગપેં, પદ્રપેં ફુલુસ જાત કામમેપેં જસ જાત રીતિ ધર્મ ડૂબેજાત જુવામદોમંગપેં; કૂલકી કીરત જાત રવાંરમેં ધીર જાત સંબંધીપેં પ્રીત જાત મતિ મંદ છંદપેં, ચમે બિશ્વાસ જાત પ્રભુપેંહી ભાવ જાત પુણ્ય સબ બેહ જાત પરનારી પ્રસંગપેં. ૧.

---

## દેશાટનથી થતા લાભ.

(છપ્પય વૃત્ત.)

રીત ભાત પરદેશી, ભણતર બુધ્ધી ચાતુરી
જાત જાત પેદાશ, જાણિ પ્રવાસી આતુરી
મુકાબલો નિજ સાથ, કરીને સરસ સ્વીકારે
સાર વસ્તુના લાભથી, દેશ દેશી સણગારે

શત વર્ષ શત શ્રમથકિ બની, વસ્તૂ આણે સેજમાં
દેશાટન આનંદકારી, સ્વદેશ લાવે તેજમાં. ૧.

### સભાને ઠપકો.

ધિઃક સભાકો નામ, ગુની અગુની સમ લેહે
ધિઃક સભાકો નામ, નીકોકોં બૂરો કેહે
ધિઃક સભાકો નામ, સૂઝ મનૂના બૂઝો
ધિઃક સભાકો નામ, ગુની અપમાન જબ સૂઝો
દ્વિજ નર્મદશંકર યોં કહે, અંગ દોષ તો ભાખિજે
બઈ સભા અપકારિ તબ, તાસૂં બુરા ન મનાઇજે.

---

### વિદ્યાવિષે.

(આદ્યાંતરલાપિકા.—છપ્પ.)

સરવદાનમાં શ્રેષ્ઠ, નરનૂં ભૂષણ હોએ;
રસવિલાસ સુખદાઈ, રમત શી સુંદર સોએ!
માનથકી નહિં ગર્વ, મણિ મોઘૂં બહુ સાચૂં,
થિર સહુ સંકટમાં, દાનું કામ નવ કાચૂં.
ઉરમાં સંતોષી સદા તે, શંકા નહિં કંઇ અંતરે,
સાસ તે માન પામે ઘણું, કર વિદ્યામાં મંન રે.

---

### સુધરેલ કોણ?

(કુંડળિયા.)

મામલો સુધરેલનો, લેવા રાખે આશ;
બણ તેના રસજ્ઞાનને, એજ કસોટી ખાશ.

એજ કસોટી ખાશ, દાખવે જસ ગુણ ઘૂમી;
સૂઘડતાનું સ્વરૂપ, જણવે વજન કુળ ભૂમી.
કહે નર્મ કર જોડ, ધરે દીલ નહિ આમળો;
પાળે નીતી ધર્મ, તે સુધરેલી મામલો. ૧.

---

## હિંમતવિષે.

(તોટક વૃત્ત.)

ધર હિંમત અંગ ઉમંગથકી,
કર કારજમાં પછિ રંગ નકી;
મસ હિંમતથી જસ લાભ વકી,
નહિં તો અમથી મતિ જીભ બકી—૧.
વળિ અર્જુને હિંમત ભારિ ધરી,
ખડિ કૌરવ ફોજ હટાડિ ભરી;
વળિ કોલને કીરતિ ભારિ કરી,
ઉડિ આમિરિકા નવિ શોધિ ખરી—૨.

---

## નાણું.

(ભુજંગી.)

તમે કેમ જાણો સહૂ નાણું સારૂં?
નહીં પાસ જેની ન તે ધૈર્ય વાળૂં;
હિસે પાસ જેની હશે દુઃખિ બાગી,
હતૂં પાસ જેની થયૂં છે ભિખારી. ૧.

(ભાષાંતર.)

---

## મિતાહાર.

નિર્મળીજ વેળે મિતાહાર લેછે,
કરી મ્હેનતો આખિ આનંદિ રેછે;
કરી આ વળી પાળિ જેણે ઉમંગે,
સરે રોગ તેની નહીં કોઈ અંગે. ૧.

(ભાષાંતર.)

---

## ગણપતીનું વર્ણન.

(કવિત.)

સહુથિ પુજાય પેલ બેસે ઊચે અધીકારે,
વરદાતા મોટો માટે વિનાયક રાવ છે;
જેનાથકી મંગળ તો હરગીસ અળગૂં ન,
મંગળમુરતી માટે સાથ લક્ષ લાવ છે;
મંગળ અભેદ થયું તથાપિ વિવેક ધરી,
થવાને મંગળદાસ મંગળનો ભાવ છે;
વિશ્વતણું દુઃખ જોઈ ભટ્ટ ભાવ દાઝી દીલ,
મંગળદાસની કને કરે આવ જાવ છે. ૧.

## સમશ્યા—પ્રશ્નોત્તર.

શેણેકરી સારી પડે, દેશની દોલત વધે,
લગનમાં મોજ મારે, તેને તો શું કહિયે;
ભાંયથકી ઉંચાં કાંહાં, રહે પંખિ માનવિ તે,
બાળક સંભાળ કો લે જેના વેણ સહિયે;

ન્યારે ન્યારે અલંકાર, ચાલ ભેદ રસ ચાર:
કબીત પઢાવ મોકું, સારદ આરાધકે;
જેસી પ્યાસ આસ મેરી, તેસી સીકસા હોવે તેરી,
સુલભ પ્રકારસુંજુ, કૃપા ભાવ લાવકે. ૧.

## પારસીના તીસ રોજ.

હોરમજદ[૧] બેહેમન[૨] અરદિબેહેશત[૩] ને શેહરીવર[૪]
અસપંદાદ[૫] ખોરદાદ[૬] છે, અમરદાદ[૭] દએપઆદર[૮]
આદર[૯] આબાં[૧૦] ખોરસેદ[૧૧] મોહર[૧૨] ને તીર[૧૩] ગોસ[૧૪] યાદ છે;
દએપમેહર[૧૫] મેહર[૧૬] સરોસ[૧૭] રસને[૧૮] ને ફરવરદીન[૧૯] બેહેરામ[૨૦]
રામ[૨૧] ગ્વાદ[૨૨] છે, દએપદીન[૨૩] દીન[૨૪] અરસસંગ[૨૫]
આસતાદ[૨૬] આસમાન[૨૭] જમિઆદ[૨૮] થયું પૂરૂં પાદછે. ૧.

(દોહરો.)

મારેસપંદની[૨૯] પછી, અનેરાન[૩૦] કેવાય;
તીસ ફરેસ્તા નામથી, તીસ રોજ સમજાય. ૨.

---

## ગુણીની કદર ગુણી જાણેછે.

(દુમિલા વૃત્ત.)

રસ પંકજકો નહિં દાદુર જાનત જાનતજ્યૂ અલિ ધાવતહે,
નહિં ચૌચરબાહન જાનત રત્ન અમૂલ મનૂ ગુનિ ચાહતહે;
કબિ પંડિતકે રસગૂન બડે ગુનિ સજ્જન થોરહિ માનતહે,
ભગતી પરબ્રહ્મ પિછાનંતહે રસ ઓ બિષયીકું ન ભાવતહે—૧.

## દેશ વસ્તી વધેથી ગરિબને દુઃખ.

(શાર્દુલવિક્રિડિત વૃત્ત.)

વસ્તી દેશ વધી પડે પિડ કરે કંગાલ દારિદ્રરે,
શ્રીમંતો ધનને મદે લઇ લિયે કબ્જે જમીનો અરે;
નીસાસા પડિ બંધ ઢોર ચરતાં ભારી સુકેછે ખરે,
વાસો કહાં કરિયે હવે દિન વદે શોકેજ ભવાંડ રે. ૧.
થોડી એકજ લાકડી બળતરો દૂધો દહીં માસરે,
જે તે આ જિવિકા હતી ગઇ હવે રેહે નહીં શ્વાસરે;
રોકે ભૂમિ ધણીજ બાગ બગિચે ખેડાવિ પાકો જમે,
પૈસાદાર સુખેથિં ડાચું ભરિ ક્યાં હીણાં હમોને દમે. ૨.

(ભાષાંતર.)

---

## દેશીઓને વિનંતી.

(શાલિની વૃત્ત.)

રૂડા દેશી, સજ્જનો માનવી જે,
શિક્ષા ડાહી, નીજ લાભોતણી જે;
ગારૂડીઓ, છંદ વીસારવાને,
વિદ્યા જ્ઞાનો, પિંડમાં આદરોને—૧.
ભાષા મધ્યે, યોગ્યતા આણતાં કે,
લેઇ દોડો, શાસ્ત્રની બાબતો કે;
જ્ઞાની હોઇ, વેહવારી થવૂં જો,
અંતે પામો, મોક્ષધામી સુખો જો—૨.
શિક્ષામાળા, બુદ્ધિ ગ્રંથોવિષે છે,
હેતે જે કો, પાઠ રચી કરે છે,

લેહે છે અત્યંત લાભો રૂડા જો,
પૂરા તેને, જાણવા મૂધસ્યા જો—૩.

(ભુજંગી વૃત્ત.)

સદા સજ્જનો માન આપેછ ભારે,
દિસે જે રળીઆમણો સૂવિચારે;
ગુલાબી ફુલો ઊગતાં મોગરામાં,
ઘણી બ્હારથી ખીલિ રેહે ઘટામાં—૧.

---

**બ્રાહ્મણની તપશ્ચર્યા અંગ્રેજને ફળી.**

સુવર્ણયુગના બીજ, ભણી પ્રણવ ને બીજ,
સેવ્યો અગ્ની ગોર, હોમી ઘી બહુ દોર;
ફળ્યોજ તે કદિ હોય, તે નહિં જાણે કોય,
વર પામ્યા ઇંગલીશ, જો રૂડા જગદીશ—૧.

---

**ઇશ્વરપ્રાર્થના.**

(ત્રિભંગી વૃત્ત.)

જય બિશ્વાધારી, કરૂતાકારી, મંગલકારી, ભગતિ દીજે,
ભગતિનિકો સ્વામી, અંચલધામી, અંતરજામી, સકતિકી જે;
સકતી સત ભારી, લીલા ન્યારી, નિતિકી યારી, તૂં અજ જે,
તુ સુબુદ્ધિ દાતા, સબહી ગ્નાતા, કીજે ગાતા, જય સ્તુતિ જે—૧.

**વિદુશક અથવા રંગલાનું કામ.**

હં ખની ખનાવું, રંગ ઊપજાવું, હસવું લાવું, ખડ ખડ ખડ,
બગાવું, ક્રોધ જગાવું, આંસૂ પડાવું, દડ દડ દડ;

જેવી પ્રીતી દાખવે, તેવી સદા નિભાવ;
આચર ના એવું કદી, આવે વેરી ભાવ—૩.

**શ્રીમંત મિત્રની વરસગાંઠે રંક મિત્રનો આશીરવાદ.**

સહુથી ઉમદા પ્યાર છે, આ દુનિઆમાં જાણ;
તે નર્મદ હૂં આપુંછૂં, આજ તને ઓ પ્રાણ—૧.
કુળ ધન રૂપ ગુણથી દિપી, ઝરતો રસ હરદંમ;
તૂં, નર્મદ આશિષ દઉં, અહિં તહિં સુખમાં રંમ—૨.

---

**ઇશ્વરપ્રાર્થના.**

ઘણૂં કષ્ટ હૂં ભોગવૂં, સાંમૂ જો ભગવાન;
કામ તુને તો છે ઘણાં, (પણ) દયા ભકતપર આણ—૧.
જ્યાંલગિ ભકત હું તાહરો, દાસ ગાઉં તુજ ગૂણ;
ત્યાંલગિ તૂં મૂકીશ મા, દીન વાણિ એ સૂણ—૨.
તૂં હું ગવાયા જગતમાં, હરિ ને હરિનો દાસ;
જો દીસે મુજ વાંક તો, દે માફી ઓ આશ—૩.
ફરિ દરશન નવ દેવું જો, ફરિ ન થવૂં પરસંન;
તો તેપણ તૂં કેહ કે, દુઃખ તજૂં તજિ તંન—૪.
માનિ ભકત ઘેલો થઈ, તરસ્યો રઝળૂં રાંન;
કૃપાસિંધુ કરૂણા કરી, જો ફરિ છઉં નાદાન—૫.

---

ગ્રંથ ૩ જો.—**સમાપ્ત.**

## ચિત્રકાવ્યે ગણપતિબંધ.



(છપયવૃત્ત)

સમજિ સબળ સબળ સરવ સરસ સતત સત સુખ ધામ, કનક
કામિનિ કુપર તજિ હરિગુણ દાસ રસ લગન રમ; હરમ કુમતિ
નફિકરી તું જનમ મરમ મન જાણે, કર નિતી નિતી સત્ય કુ
કરમ રોગ ન આણે; કવિ શાંત શિવ ગણપતિ ચહે રેમ જરૂર ।




(દુમિલાવૃત્ત)

તરસે કદલીવન સાંચરસે ચરસે શુભની તિથી આચરસે, ચરસે
ફુલસે પછી છેક રસે કરસે પ્રિતડી કદલી વરસે; વરસે સુખસા-
સું ઘણું વરસે. વરસે ઝર તે પછિ સાંભરસે, ભરસેલ નસે
નસીબે નરસે નર સેળ ફર્યો ફરિ શૂં તરસે? —

જો. સ.

ર. તોહે — ૧.




( ઇંદવવૃત્ત )

જત રૂપે ગુણમાં દિસતું કૃતિમાં વળિ તું અસમાનનું અંતર,
માન મુકી મળતાં બહુ દૂર છતાં દુખડું ખમવાજ નિરંતર;
વાસ્યું ઘણું મન નાજ રહ્યું રસનાં રસિલાં બનિ છેક જ તત્પર,
છે ઘન નર્મદ કેતકિ ભૃંગ રહે પ્રિતડી રસ પીઈ પરસ્પર. ૬

ચિત્રકાવ્યે કમલબંધ-



(કિરીટવૃત્ત)

જેમ અરણ્ય અઘોર વિષે નિર રમ્ય સરોવરનાં મન રંજન,
ફૂલ કમુદનિ ખીલિ નિરંતર રત્ત રહે નિરખી પતિ અંજન;
પાપઅરણ્યવિષે સુનિતી નિર રત્નવિવેક સરે ભિડ ભંજન
નારિ પતિવ્રત શીલ બને ઉર રક્ષક જે પતિ દેવ નિરંજન. ૧

ચિત્રમાં વિકારને ઠેકાણે અરણ્ય, સરને ઠેકાણે નિર. એ ઠેકાણે

ચિત્રકાવ્યો ધનુષ



( નલિની વૃત્ત

સજરે વિચરા સુબિબેકકલા મ-
ચી સગરે લરમેં; સતબુધ્ધિનિતી
જમપાશ ફની જન તૂં સરરે ફર-



ચિત્રકાવ્યે ચામરબંધ.




દોહરો.

તમ ગમ રમ સૂં સેવિયે, બ્રહ્મનામ શ્રીકાંત; ન ધન ધન ગુન બનહી, નરન ચેન મન કાંત. ૧.




(નલિનીવૃત્ત)

સજરે નિયરા સુબિબેકકલા મરમેં, તજિકેં કુટિલેબિષ-
યીસગરે નરમેં; સતબુધ્ધિનિતીતિરસેંરિપુ મારરમે,
જમપાશ ફની જન તૂં સરરેં ફરમેં. ૧

## ચિત્રકાવ્યે ચામરબંધ.




દોહરો.

કામ દામ મમતા તજી, ભજીલે રમતા રામ; મગમ સામકે મગમહીં, મન મરમ નામ રામ. ૧

ચિત્રકાવ્યે — હારબંધ.



સાવૃત્ત — સજસે સતહાર જિતી સરવે નરનાર કુકર્મ તે નાં કરસે,
મનગર્વ મરે ધન મર્મ વતે દિલ નિર્મલતા દિમતો ભરસે;
જસ સત્ત દિસે સહુ બ્રહ્મ તણા ભજિલે મત બિહૂ બધી ખરસે,
ખસસે ખખરો હ્રાસ જમાતણો જિવ તો તરસે મુકતી વરસે. ૧

સાત વરસમાં જુદા જુદા આંકારમાં છપાઈ પ્રગટ થયેલી નર્મકવિતાની નકલો :

| | |
|---|---|
| પિંગળપ્રવેશ (આ૦ ૨) ૧૦૦૦ | નર્મક૦ અં૦ ૯ . . . . ૫૦૦ |
| અલંકારપ્રવેશ . . . . ૫૦૦ | નર્મક૦ અં૦ ૧૦ (આ૦ ૨) ૫૦૦ |
| રસપ્રવેશ . . . . . . ૨૫૦ | કવિકવિતાઅંક પેહેલામાંની ૫૦૦ |
| નર્મક૦ અં૦ ૧ (આ૦ ૩) ૩૦૦૦ | કવિકવિતાઅંક બીજામાંની ૫૦૦ |
| નર્મક૦ અં૦ ૨ (આ૦ ૨) ૫૦૦ | કવિકવિતાઅંક ત્રીજામાંની ૫૦૦ |
| નર્મક૦ અં૦ ૩ (આ૦ ૨) ૮૦૦ | ઋતુવર્ણન . . . . ૨૦૦ |
| નર્મક૦ અં૦ ૪ . . . . ૫૦૦ | નર્મક૦ ગ્રંથ ૧ . . . . ૪૦૦ |
| નર્મક૦ અં૦ ૫ (આ૦ ૨) ૧૦૦૦ | નર્મક૦ ગ્રંથ ૨ . . . . ૨૦૦ |
| નર્મક૦ અં૦ ૬ (આ૦ ૨) ૧૦૦૦ | નર્મક૦ ગ્રંથ ૩ . . . . ૨૦૦ |
| નર્મક૦ અં૦ ૭ . . . . ૫૦૦ | નર્મક૦ પુસ્તક ૧ લું આખું ૬૦૦ |
| નર્મક૦ અં૦ ૮ (આ૦ ૨) ૮૦૦ | જુમલે નકલ ૧૩૯૫૦ |



